

श्री पुष्पदंतविरचित

# ॥ शिवमहिम्नःस्तोत्रम्. ॥

अन्वय, अन्वयार्थ तथा शुद्ध गुजराती
भाषान्तर सहित.

संशोधक तथा प्रकाशक

**जोशी वृन्दावन माणेकलाल**

कालुपुर नवादरवाजा कैलासपाड

अमदावाद.

सर्व हक्क स्वाधीन

संवत् १९८० प्रथमावृत्ति सने १९२४

कीमत [illegible] आना.



श्रीपुष्पदंतविरचितं

# शिवमहिम्नःस्तोत्रम्. ॥

अन्वय, अन्वयार्थ तथा शुद्ध गुजराती भाषान्तर सहित.

प्रयोजक तथा प्रकाशक
जोशी वृन्दावन माणेकलाल
कालुपूर नवादरवाजा कंसारावाड
अमदावाद.



संवत् १९८०    प्रथमावृत्ति    सने १९२४

कीम्मत पांच आना.

# મહિમ્નઃસ્તોત્રની રચનાનું મૂળ કારણ.

પૂર્વકાળમાં ચિત્રરથ નામનો એક મહાન્ ચક્રવર્તીરાજા આ પૃથ્વીમંડળ ઉપર રાજ્ય કરતો હતો, આ રાજાએ પોતાના આનંદ માટે એક સુંદર બગીચો બનાવરાવ્યો હતો, તેમાં ઘણાંજ સુંદર અને સુગંધિ પુષ્પો થતાં હતાં. આ અત્યુત્તમ પુષ્પો ઉપર પુષ્પદંત નામનો આકાશગામી ગંધર્વ મોહ પામ્યો હતો. તેથી કરીને નિરંતર પોતે અદૃશ્ય રહીને પુષ્પોને ચોરી જતો હતો. જ્યારે રાજા પ્રાતઃકાળમાં ભગવાન શંકરની પૂજા માટે પુષ્પો લેવા બગીચામાં આવતો ત્યારે પુષ્પોને જોતો નહિ. આ પ્રમાણે પુષ્પોની ચોરી થતી અટકાવવા માટે તેણે બગીચામાં કેટલાક રક્ષકોને રાખ્યા, તેમ છતાંપણ પુષ્પોની ચોરી થતી અટકી નહિ. આ પ્રમાણે ઘણા દિવસો વ્યતીત થયા પછીથી રાજાના મનમાં એવો વિચાર આવ્યો કે પુષ્પોનો ચોર અવશ્ય કોઈ અદૃશ્ય શક્તિવાળો દેવ, ગંધર્વ અથવા કિન્નર હોવો જોઈએ. આ પ્રમાણે નિશ્ચય કરી તેને પકડવા માટે તે રાજાએ શિવનિર્માલ્ય બિલ્વપત્રાદિક પોતાના બગીચામાં વેર્યાં. જ્યારે પ્રાતઃકાળમાં પુષ્પદંતગંધર્વ અદૃશ્ય રહી પુષ્પોની ચોરી કરવા માટે આવ્યો ત્યારે અજાણતાં શિવનિર્માલ્યનું ઉલ્લંઘન થતાંજ તેની અદૃશ્ય રહેવાની શક્તિનાશ પામી ગઈ, જેનાથી તે તરત સમજી ગયો કે અવશ્ય શિવનિર્માલ્યના ઉલ્લંઘનથીજ મારી દિવ્યશક્તિ નાશ પામી છે. આ પ્રમાણે પુષ્પદંતગંધર્વે પોતાના મનને વિષે નિશ્ચય કરી ચંદ્રશેખર ભગવાન સદાશિવજીને પ્રસન્ન કરવા માટે આ દિવ્ય મહિમ્નઃસ્તોત્રનો પ્રારંભ કર્યો, અને ગદ્ગદ્ સ્વરે પ્રેમ પૂર્વક આ સ્તોત્ર સમાપ્ત થયું કે તુરત તેની અદૃશ્ય રહેવાની દિવ્યશક્તિ ભગવાન્ શંકરની કૃપાથી પુનઃ પ્રાપ્ત થઇ, અને ગંધર્વરાજ પુષ્પદંત પોતાના સ્થાનકે ચાલ્યો ગયો.

# प्रस्तावना.

शान्ताकारं शिखरशयनं नीलकण्ठं सुरेशं
विश्वाधारं स्फटिकसदृशं शुभ्रवर्णं शुभाङ्गम् ॥
गौरीकान्तं त्रितयनयनं योगिभिर्ध्यानगम्यं
वन्दे शंभुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥ १ ॥

ભાવાર્થ:—શાંત આકારવાળા, કૈલાસપર્વતના શિખર ઉપર શયન કરનારા, વિષપાનથી શ્યામ કંઠવાળા, દેવતાઓના ઇશ્વર, વિશ્વના આધારરૂપ, સ્ફટિકમણિ બરાબર શ્વેતવર્ણ-વાળા, મંગળમય શરીરવાળા, પાર્વતીના પતિ, ત્રણ નેત્ર-વાળા, યોગિઓએ ધ્યાનથી પ્રાપ્ત કરવા યોગ્ય, સંસારના ભયને નાશ કરનારા તથા સર્વ લોકના એક અધિપતિ એવા શંકરને હું નમસ્કાર કરૂં છું. ॥ ૧ ॥

આજકાલ ઘોરતમ કળિકાળમાં ભગવાનને પ્રસન્ન કરવાનો સ-હેલો અને સાધ્ય ઉપાય ભગવાનની સ્તુતિજ છે. સ્વયંભુ ભગવાન મહાદેવજીની સ્તુતિના અનેક સ્તોત્રો વિદ્યમાન છે, તેમાં પુષ્પદંતાચા-ર્યવિરચિત દિવ્ય અને મનોહર મહિમ્નઃસ્તોત્ર એક એવું સ્તોત્ર છે કે અર્થજ્ઞાનનું મહાત્મ્યતો અલગ રહ્યું પરંતુ મૂળમાત્રનો પાઠ કરવાથી પણ શિવભક્તોનાં અંતઃકરણ પ્રેમાર્દ્ર થઇ જાય છે. આ સ્તોત્રના કેટ-લાએક શ્લોકોતો અર્થમાં ગાંભિર્ય અને વેદાંત ભાવથી ભરપૂર છે, તેજ તેની મહત્તા સિદ્ધ કરી આપે છે. આ સ્તોત્ર જેવું મનોહર છે તેવુંજ ફળદાયી હોવાથી ભરતખંડના સર્વ પ્રાંતોમાં તેનો પ્રચાર થઇ

રહેલો છે, તેથીજ કરીને આધુનિક ભૂદેવો પોતાના બાળકોને પ્રથમ આ સ્તોત્ર ભણાવે છે. આ સ્તોત્રની શિવવિષ્ણુપરા અને સુબોધિની નામની સંસ્કૃત ટીકાઓ પ્રસિદ્ધ છે. પરંતુ તે સંસ્કૃતમાં હોવાથી શિવભક્તિપરાયણ સાધારણ મનુષ્યો તથા નાના બાળકો તેનો લાભ લઇ શકતા નથી. તેથી કરીને તેઓને અનાયાસથી બોધ થવાના નિમિત્તથી પૂર્વોક્ત સુબોધિની સંસ્કૃત ટીકાનો આધાર લઈને આ મહિમ્નઃસ્તોત્રને અન્વય, અન્વયાર્થ તથા શુદ્ધ ગુજરાતી ટીકા સહિત પ્રસિદ્ધ કરી ચંદ્રશેખર ભગવાનના ચરણકમળમાં સપ્રેમ અર્પણ કરૂં છું.

આ સ્તોત્રના અન્વય, અન્વયાર્થ તથા ગુજરાતી ભાષાંતરના સંશોધન કાર્યમાં મદદ કરવા માટે રા. બ. વકીલ ગીરધરલાલ ઉત્તમરામ સંસ્થાપિત શ્રીકૃષ્ણસંસ્કૃતપાઠશાળાના અધ્યાપક વે. શા. સં. શાસ્ત્રી જ્યેષ્ઠારામ છગનરામને અભિનંદન પૂર્વક સપ્રેમ ધન્યવાદ આપું છું. તથા આ સ્તોત્ર છપાવી પ્રસિદ્ધ કરવા માટે શિવભક્તિપરાયણ જે સદ્‌ગૃહસ્થોએ અગાઉથી ધનસંબંધી મદદ આપી પોતાની ઉદારવૃત્તિ દર્શાવી છે તેઓને પણ શુભાશીર્વાદ સાથે ધન્યવાદ આપું છું. પરમાત્મા તેઓને સત્કાર્યમાં ધનનો વ્યય કરવા પ્રેરણા કરો એવી મારી પ્રાર્થના છે.

| | |
|---|---|
| अक्षयतृतीया<br>विक्रमीय संवत<br>१९८० | शिवपदकमलानुरागी<br>**जोशी वृन्दावन माणेकलाल**<br>कालुपूर नवादरवाजा–अमदावाद. |

# अथ शिवमानसपूजा

॥ श्रीगणेशायनमः ॥ रत्नैः कल्पितमासनं हिमजलैः स्नानं च दिव्यांबरं नानारत्नविभूषितं मृगमदामोदांकितं चंदनम् ॥ जातीचंपक बिल्वपत्र रचितं पुष्पं च धूपं तथा दीपं देव दयानिधे पशुपते हृत्कल्पितं गृह्यताम् ॥१॥ सौवर्णे मणिखंडरत्नरचिते पात्रेघृतं पायसं भक्ष्यं पंचविधं पयोदधियुतं रंभाफलं पानकम् ॥ शाकानामयुतं जलं रुचिकरं कर्पूरखंडो- ज्ज्वलं तांबूलं मनसा मया विरचितं भक्त्या प्रभो स्वीकुरु ॥ २ ॥ छत्रं चामरयोर्युगं व्यजनकं चादर्शकं निर्मलं वीणाभेरि मृदंगकाहलकलागीतं च नृत्यं तथा॥ साष्टांगः प्रणतिः स्तुतिर्बहुविधा ह्येतत्समस्तं मया संकल्पेन समर्पितं तव विभो पूजां गृहाण प्रभो ॥ ३ ॥ आत्मा त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं पूजा ते विषयोपभोगरचना निद्रा समा- धिस्थितिः॥ संचारः पदयोः प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वा गिरो यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तवा- राधनम् ॥ ४ ॥ करचरणकृतं वाक्कायजं कर्मजं वा श्रवणनयनजं वा मानसं वाऽपराधम्॥ विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व जयजय करुणाब्धे श्रीमहादेवशंभो ॥ ५ ॥ इतिश्रीशिवमानसपूजासमाप्ता ॥

# महिम्नस्तोत्रपद्यानामनुक्रमः

## श्रीशंकरध्यानम्.



ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारुचन्द्रावतंसं
रत्नाकल्पोज्ज्वलाङ्गं परशुमृगवराभीतिहस्तं प्रसन्नम् ॥
पद्मासीनं समंतात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिं वसानं
विश्वाद्यं विश्ववंद्यं निखिलभयहरं पंचवक्त्रं त्रिनेत्रम् ॥१॥

ભાવાર્થ:—રૂપાના પર્વત જેવી શ્વેત કાંતિવાળા, સુંદર ચંદ્રમા છે ભૂષણ જેને એવા, રત્નસમૂહ સદૃશ ઉજ્જવળ શરીરવાળા; પરશુ, મૃગ, વર અને અભીતિ છે હાથમાં જેમના એવા, પ્રસન્ન મુખવાળા, પદ્માસને બેઠેલા, ચારે બાજુએ દેવતાઓથી સ્તુતિ કરાયેલા એવા, વાઘાંબર જેમની કેડ ઉપર વીંટાળેલ છે એવા, જગતના કારણભૂત, જગત્‌ને વંદન કરવા યોગ્ય, સમગ્ર ભયને હરનારા તથા પાંચ મુખ અને ત્રણ નેત્રવાળા એવા મહાદેવજીનું નિરંતર ધ્યાન કરવું. ॥૧॥

॥ ॐ श्री गणेशायनमः ॥

# ॥ शिवमहिम्नःस्तोत्रम् ॥

## अन्वय अन्वयार्थ गुर्जरटीका समलंकृतम्.

**महिम्नः पारं ते परमविदुषो यद्यसदृशी**
**स्तुतिर्ब्रह्मादीनामपितदवसन्नास्त्वयि गिरः॥**
**अथाऽवाच्यः सर्वः स्वमतिपरिणामावधि गृणन्**
**ममाप्येषः स्तोत्रे हर निरपवादः परिकरः॥१॥**

अन्वयः—हे हर ! ते महिम्नः परम् पारम् अविदुषः स्तुति यदि असदृशी (स्यात्) तत् ब्रह्मादीनाम् अपि गिरः त्वयि अवसन्नाः (भवेयुः) अथ स्वमतिपरिणामावधि गृणन् सर्वः अवाच्यः (तर्हि अस्मिन्) स्तोत्रे मम अपि एषः परिकरः निरपवादः ॥ १ ॥

**अन्वयार्थः–हेहर!** હે ભક્તના દુઃખનો હરનાર શંકર! **ते** તમારા **महिम्नः** મહિમાના **परम्** પૂર્ણ **पारम्** પારને **अविदुषः** નહિ જાણનાર અજ્ઞાની પુરૂષની **स्तुतिः** સ્તુતિ **यदि** જો **असदृशी** અયોગ્ય (**स्यात्** હોય) **तत्** તો **ब्रह्मादीनाम्** બ્રહ્માદિ દેવતાઓની

**अपि** પણ **गिरः** વાણી **त्वयि** તમારા વિષયમાં **अवसन्नाः** અ-યોગ્ય ( **भवेयुः** થાય ) **अथ** એટલા માટે **स्वमतिपरिणामावधि** પોતાની બુદ્ધિની મર્યાદા પર્યંત **गृणन्** સ્તુતિ કરનાર **सर्वः** સર્વ માણસ **अवाच्यः** અનિંદનીય છે ( **तर्हि** તો **अस्मिन्** આ ) **स्तोत्रे** સ્તોત્રને વિષે **मम** મારો **अपि** પણ **एषः** આ **परिकरः** પ્રારંભ **निरपवादः** અપવાદ રહિત છે. ॥ ૧ ॥

ભાવાર્થ:—હે ભકતના દુ:ખને હરનાર શંકર ! આપના મહિમાના પૂર્ણ પારને નહિ જાણનાર અજ્ઞાની પુરૂષની કરેલી સ્તુતિ જો અયોગ્ય હોય તો બ્રહ્માદિ દેવતાઓની પણ વાણી આપના ગુણ ગ્રહણ કરવામાં યોગ્ય ન ગણાય. એટલા માટે પોતાની બુદ્ધિની મર્યાદા પર્યંત સ્તુતિ કરનાર સર્વ પુરૂષ અનિંદનીય હોવાથી અનુગ્રહ કરવા યોગ્ય છે. આ પ્રમાણે છે તો આ સ્તોત્રને વિષે મારો પણ પ્રારંભ અપવાદ રહિત છે.

**अतीतः पंथानं तव च महिमा वाङ्मनसयो**
**रतद्व्यावृत्त्यायं चकितमभिधत्ते श्रुतिरपि ॥**
**स कस्य स्तोतव्यः कतिविधगुणः कस्य विषयः**
**पदे त्ववर्चीने पतति न मनः कस्य न वचः ॥२॥**

**अन्वयः—हे भगवन् ! तव महिमा वाङ्मनसयोः पंथानम् अतीतः श्रुतिः अपि यम् चकितम् अतद्व्यावृत्त्या अभिधत्ते, सः**

**कस्य स्तोतव्यः, कतिविधगुणः, कस्य विषयः, तु अर्वाचीने पदे कस्य मनः च वचः न पतति ? ॥ २ ॥**

**अन्वयार्थः—हे भगवन् !** હે ષડૈશ્વર્ય સંપન્ન ભગવન્ ! **तव** તમારો **महिमा** મહિમા **वाङ्मनसयोः** વાણી તથા મનના **पंथानम्** માર્ગને **अतीतः** ઉલ્લંઘન કરી ગયેલો છે **श्रुतिः** વેદ **अपि** પણ **यम्** જે મહિમાને **चकितम्** આશ્ચર્યથી **अतद्व्यावृ-त्या** અનિશ્ચિતપણે **अभिधत्ते** વર્ણવે છે **सः** તે મહિમા **कस्य** કોનાથી **स्तोतव्यः** સ્તુતિ કરી શકાય તેવો છે ? **कतिविधगुणः** કેટલા ગુણોવાળો છે ? **कस्य** કોનાથી **विषयः** ગ્રાહ્ય છે ? **तु** પરંતુ **अर्वाचीने** નવીન **पदे** સગુણ સ્વરૂપમાં **कस्य** કોનું **मनः** મન **च** અને **वचः** વચન **न** નથી **पतति** પડતું ? ॥ ૨ ॥

ભાવાર્થ:—હે ષડૈશ્વર્યસંપન્ન ભગવન્ ! આપનો મહિમા વાણી તથા મનના માર્ગને ઓળંગી ગયેલો છે એટલે આપના મહિમા વિષે વાણી તથા મન પહોંચી શકતાં નથી. વેદ પણ જે મહિમાને આશ્ચર્યથી અનિશ્ચિત પણે નેતિ નેતિ ઇત્યાદિ વચનો વડે પ્રતિપાદન કરે છે. આ પ્રકારનો તે મહિમા કોનાથી સ્તુતિ કરી શકાય તેવો છે ? તે કેટલા ગુણો વાળો છે ? તે કોનાથી ગ્રાહ્ય છે ? પરંતુ આપના નવીન સગુણ સ્વરૂપમાં કોનાં મન અને વચન આસક્ત થતાં નથી ? અર્થાત્ સર્વના થાય છે. ॥ ૨ ॥

**मधुस्फीता वाचः परमममृतं निर्मितवत-**
**स्तव ब्रह्मन् किं वागपि सुरगुरोर्विस्मयपदम्॥**

**मम त्वेतां वाणीं गुणकथनपुण्येन भवतः**
**पुनामीत्यर्थेऽस्मिन्पुरमथन बुद्धिर्व्यवसिता ॥३॥**

अन्वयः—हे ब्रह्मन् ! परमम् अमृतम् मधुस्फीता वाचः निर्मितवतः तव सुरगुरोः वाक् अपि किम् विस्मयपदम्, तु हे पुरमथन ! भवतः गुणकथनपुण्येन एताम् ( मदीयाम् ) वाणीम् पुनामि, इति अस्मिन् अर्थे मम बुद्धिः व्यवसिता. ॥ ३ ॥

अन्वयार्थः—**हेब्रह्मन्** ! હે પરમાત્મન્ ! **परमम्** પરમ **अमृतम्** અમૃતરૂપ **मधुस्फीता** મધુ સમાન મિષ્ટ **वाचः** વેદવાણી-ઓને **निर्मितवतः** નિર્માણ કરનાર **तव** તમોને **सुरगुरोः** બૃહસ્પ-તિની **वाक्** વાણી **अपि** પણ **किम्** શું **विस्मयपदम्** આશ્ચર્ય પમાડશે ? **हेपुरमथन** ! હે ત્રિપુરનાશક ! **भवतः** તમારા **गुण-कथनपुण्येन** ગુણગાવાના પુણ્યથી **एताम्** આ (**मदीयाम्** મારી) **वाणीम्** વાણીને **पुनामि** પવિત્ર કરૂં છું. **इति** આ અભિપ્રાયથી **अस्मिन्** આ **अर्थे** સ્તુતિરૂપ અર્થમાં **मम** મારી **बुद्धिः** બુદ્ધિ **व्यवसिता** ઉદ્યમવાળી થઇ છે. ॥૩॥

ભાવાર્થ:—હે પરમાત્મન્ ! શ્રેષ્ઠ અમૃતરૂપ અને મધ સમાન મિષ્ટ વેદવાણીઓને ઉત્પન્ન કરનાર તમોને બૃહ-સ્પતિની વાણી પણ શું આશ્ચર્ય પમાડશે ? અર્થાત્ આપની આગળ બૃહસ્પતિની વાણી પણ તુચ્છ હોય એમાં શું કહેવું. હે ત્રિપુરનાશક ! હું આપના ગુણ ગાવાના પુણ્યથી આ મારી વાણીને પવિત્ર કરૂં છું. આ અભિપ્રાયથી આ સ્તુતિ રૂપ અર્થમાં મારી બુદ્ધિ પ્રવૃત્ત થઇ છે. ॥ ૩ ॥

**तवैश्वर्यं यत्तज्जगदुदयरक्षाप्रलयकृत्**
**त्रयीवस्तु व्यस्तं तिसृषु गुणभिन्नासु तनुषु॥**
**अभव्यानामस्मिन् वरद रमणीयामरमणीं**
**विहंतुं व्यक्रोशीं विदधत इहैके जडधियः॥४॥**

अन्वयः—हेवरद ! यत् जगदुदयरक्षाप्रलयकृत्, त्रयी-वस्तु. गुणभिन्नासु तिसृषु तनुषु व्यस्तम् तव ऐश्वर्यम् तत् विहंतुम् एके जडधियः इह अभव्यानाम् रमणीयाम् अस्मिन (सर्वज्ञादिगुणे) अरमणीम् व्याक्रोशीम् विदधते ॥४॥

अन्वयार्थः—**हेवरद** ! હે વરદાયક શંકર ! **यत्** જે **जगदुदयरक्षाप्रलयकृत** જગતનાં ઉદય રક્ષણ અને પ્રલય કરનાર **त्रयीवस्तु** ત્રણ વેદોથી પ્રતિપાદ્ય એવું **गुणभिन्नासु** ગુણોથી ભિન્ન થયેલાં **त्रिसृषु** ત્રણ **तनुषु** શરીરોને વિષે **व्यस्तम्** વ્હેંચાયેલું **तव** તમારૂં **ऐश्वर्यम्** ઐશ્વર્ય **तत्** તેને **विहंतुम्** નાશ કરવા **एके** કેટલાક **जडधियः** મંદબુદ્ધિવાળાઓ **इह** આ સંસારને વિષે **अभव्यानाम्** પાપી લોકોને **रमणीयाम्** રમણીય **अस्मिन्** આ ( **सर्वज्ञादिगुणे** સર્વજ્ઞાદિ ગુણથી યુક્ત તમારા ઐશ્વર્યને વિષે ) **अरमणीम्** અરમાણીય એવી **व्याक्रोशीम्** નિંદાને **विदधते** ધારણ કરે છે. ॥૪॥

ભાવાર્થ:—હે વરદાયક શંકર ! જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર, ત્રણ વેદોથી પ્રતિપાદ્ય એવું, સત્વ

રજ અને તમ આ પ્રમાણેના ત્રણ ગુણોથી ભિન્ન થયેલાં બ્રહ્મા, વિષ્ણુ અને શંકર આ પ્રમાણેના ત્રણ શરીરોને વ્હેંચાયેલું આપનું જે ઐશ્વર્ય છે તે ઐશ્વર્યને નાશ કરવાને કેટલાક મંદબુદ્ધિવાળાઓ આ સંસારને વિષે પાપી લોકોને રમણિય પરંતુ વાસ્તવમાં સર્વજ્ઞાદિ ગુણથી યુક્ત આપના ઐશ્વર્યને વિષે અરમણિય (ખરાબ) એવી નિંદા કરે છે. ॥ ૪ ॥

**किमीहः किंकायः स खलु किमुपायस्त्रिभुवनं**
**किमाधारो धाता सृजति किमुपादान इति च॥**
**अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थो हतधियः**
**कुतर्कोऽयं कांश्चिन्मुखरयति मोहाय जगतः॥५॥**

अन्वयः—खलु सः धाता किमीहः किंकायः किमुपायः किमाधारः किमुपादानः ( सन् ) त्रिभुवनम् सृजति. इति च अतर्क्यैश्वर्ये त्वयि अनवसरदुःस्थः अयम् कुतर्कः कांश्चिन् हतधियः जगतः मोहाय मुखरयति. ॥ ५ ॥

**अन्वयार्थः**—**खलु** નિશ્ચય **सः** તે **धाता** જગત્ નિર્માણકર્તા પરમાત્મા **किमीहः** કઇ ચેષ્ટાવાળા **किंकायः** કયા શરીરવાળા **किमुपायः** કયા ઉપાયવાળા **किमाधारः** કયા આધારવાળા **किमुपादानः** કઈ સામગ્રીવાળા ( **सन्** છતાં ) **त्रिभुवनम्** ત્રણ ભૂવનને **सृजति** ઉત્પન્ન કરે છે. **इति च** આ પ્રમાણે **अतर्क्यैश्वर्ये** અતર્ક્ય ઐશ્વ-

ર્યવાળા **त्वयि** તમારા વિષે **अनवसरदुःस्थः** અવકાશના અભાવે દુષ્ટ ભાવનાઓથી રહેલી **अयम्** આ **कुतर्कः** ખોટી કલ્પના **कांश्चित्** કેટલાક **हतधियः** નષ્ટ થયેલી જ્ઞાન બુદ્ધિવાળાઓને **जगतः** જગત્‌ના **मोहाय** મોહના અર્થે **मुखरयति** વાચાળ કરે છે. ॥ ૫ ॥

ભાવાર્થ:—નિશ્ચય જગત્ નિર્માણ કર્ત્તા તે પરમાત્મા જગત્‌ને ઉત્પન્ન કરે છે તેમની કઇ ચેષ્ટા હશે ? કયા શરી-રવાળા હશે ? કયા ઉપાયવાળા હશે ? કયા આધારવાળા હશે ? કયા કારણવાળા હશે ? આ પ્રમાણેના ઉપસ્કરણ (સાહિત્ય) વિના ત્રણ ભૂવનને ઉત્પન્ન કરે છે ? આ પ્રકારે જેની કલ્પના કરી શકાય નહિ એવા ઐશ્વર્યવાળા આપના વિષે અવકાશના અભાવે દુષ્ટ ભાવનાઓથી રહેલી આ ખોટી કલ્પના કેટલાક નષ્ટ થયેલી જ્ઞાન બુદ્ધિવાળા મીમાં-સકોને જગત્‌ના મોહના અર્થે વાચાળ કરે છે. ॥ ૫ ॥

**अजन्मानो लोकाः किमवयववंतोपि जगता–**
**मधिष्ठातारं किं भवविधिरनादृत्य भवति ॥**
**अनीशो वा कुर्याद्भुवनजनने कः परिकरो**
**यतो मंदा स्त्वां प्रत्यमरवर संशेरत इमे॥६॥**

**अन्वयः—हे अमरवर ! अवयववंतः अपि लोकाः किं अजन्मानः, भवविधिः जगताम् अधिष्ठातारम् अनादृत्य किं**

**भवति, अनिशः वा कुर्यात् ( तदा ) भुवजनने कः परिकरः, यतः ( कारणात् ) इमे मंदाः त्वां प्रति संशेरते. ॥६॥**

**अन्वयार्थः**—**हे अमरवर** ! હે દેવોત્તમ ! **अवयववंतः** અવયવવાળા **अपि** પણ **लोकाः** લોકો: **किं** શું **अजन्मानः** જન્મ વિનાના છે ? **भवविधिः** સંસારની ઉત્પત્તિ ક્રિયા **जगताम्** જગતના **अधिष्ठातारम्** નિમિત્ત કારણ ઇશ્વરને **अनादृत्य** અનાદર કરીને **किं** શું **भवति** થાય છે ? **अनिशः** ઇશ્વર વિના **वा** જો **कुर्यात्** કરે ( **तदा** તો ) **भुवन जनने** ભૂવન ઉત્પન્ન કરવામાં **कः** શી **परिकरः** સામગ્રી હતી ? **यतः** જે (**कारणात्** કારણથી) **इमे** આ **मंदाः** મંદબુદ્ધિવાળા મીમાંસકો **त्वां** તમારા **प्रति** પ્રત્યે **संशेरते** સંશય કરે છે. ॥ ૬ ॥

ભાવાર્થ:—હે દેવોત્તમ ! અવયવવાળા ભૂર્ભુવઃસ્વ: આદિસપ્ત[1] લોકો શું જન્મ વિનાના છે? સંસારની ઉત્પત્તિ ક્રિયા જગતના નિમિત્ત કારણ ઇશ્વર વિના થાય છે શું ? જો ઇશ્વર વિના જગતની ઉત્પત્તિ કર્તા હોય તો સપ્તભૂવન ઉત્પન્ન કરવામાં શી સામગ્રી હતી ? જે કારણથી આ મંદ બુદ્ધિવાળા મીમાંસક પુરૂષો આપના પ્રત્યે સંશય કરે છે. અર્થાત્ ઇશ્વર વિના બીજો કોઇ સમર્થ નથી. ॥ ૬ ॥

---

૧ સપ્તલોકનાં નામ—ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપોલોક, સત્યલોક.

**त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति**
**प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च॥**
**रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां**
**नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव॥७॥**

**अन्वयः—हे भगवन् ! त्रयी, सांख्यम्, योगः, पशुपति-मतम्, वैष्णवम् इति प्रभिन्ने प्रस्थाने इदम् परम् च अदः पथ्यम् इति रुचीनाम् वैचित्र्यात् ऋजुकुटिलनानापथजुषाम् नृणाम् पयसाम् अर्णवः इव त्वम् एकः गम्यः असि. ॥७॥**

**अन्वयार्थः—हे भगवन् !** હે ભગવન્! **त्रयी** ત્રણ વેદ **सांख्यम्** સાંખ્યશાસ્ત્ર **योगः** યોગશાસ્ત્ર **पशुपतिमतम्** શૈવમત **वैष्णवम्** વૈષ્ણવમત **इति** આ પ્રમાણે **प्रभिन्ने** ભિન્નભિન્ન **प्रस्थाने** માર્ગને વિષે **इदम्** આ **परम्** શ્રેષ્ઠ **च** અને **अदः** આ **पथ्यम्** ગ્રહણ કરવા યોગ્ય છે **इति** એમ **रुचीनाम्** રૂચીઓના **वैचित्र्यात्** વિચિત્રપણાથી **ऋजुकुटिलनानापथजुषाम्** સીધા આડા અનેક માર્ગને વિષે પ્રવૃત્ત થયેલા **नृणाम्** પુરૂષોને **पयसाम्** જળને **अर्णवः इव** સમુદ્રની પેઠે **त्वम्** તમે **एकः** એક **गम्यः** પામવા યોગ્ય **असि** છો.

**ભાવાર્થ:—હે ભગવન્! ત્રણ વેદ, સાંખ્યશાસ્ત્ર, યોગ-શાસ્ત્ર, શૈવમત, વૈષ્ણવમત આ પ્રમાણેના ભિન્ન ભિન્ન માર્ગ (મત) ને વિષે આ મત શ્રેષ્ઠ છે અને આ મત ગ્રહણ કરવા યોગ્ય છે. એવી રીતે રૂચીઓના વિચિત્રપણાથી સીધા**

અને આડા અનેક માર્ગને વિષે પ્રવૃત્ત થયેલા પુરૂષોને જેવી રીતે આડા અવળા અને સીધા જળના પ્રવાહને પામવા યોગ્ય સમુદ્ર છે, તેવીજ રીતે તમેજ એક પામવા યોગ્ય છો.

**महोक्षः खट्वांगं परशुरजिनं भस्म फणिमः**
**कपालं चेतीयत्तव वरद तंत्रोपकरणम् ॥**
**सुरास्तां तामृद्धिं दधति तु भवदभ्रूप्रणिहितां**
**न हि स्वात्मारामं विषयमृगतृष्णा भ्रमयति॥८॥**

अन्वयः—हे वरद ! महोक्षः, खट्वांगम्, परशुः, अजिनम् भस्म, फणिनः, च कपालम् इति इयत् तव तंत्रोपकरणम् ( अस्ति ) परंच सुराः तु भवद्भ्रूप्रणिहिताम् ताम् ताम् ऋद्धिम् दधति. हि स्वात्मारामम् विषयमृगतृष्णा न भ्रमयति. ॥८॥

**अन्वयार्थः—हेवरद** ! હે ઇચ્છવર આપનાર શંકર ! **महोक्षः** નંદીશ્વર **खट्वांगम्** ખાટલાની ઇસ **परशुः** ફરશી **अजिनम्** ગજચર્મ **भस्म** ભસ્મ **फणिनः** સર્પો **च** અને **कपालम्** ખોપરી **इति** આ પ્રમાણે **इयत्** આટલું **तव** તમારૂં **तंत्रोपकरणम्** ગૃહસ્થાશ્રમ સાધન ( **अस्ति** છે ) **परं च** પરંતુ **सुराः** દેવતાઓ **तु** તો **भवद्भ्रूप्रणिहिताम्** આપની ભ્રકુટીએ દર્શાવેલ **ताम् ताम्** તે તે **ऋद्धिम्** સમૃદ્ધિને **दधति** ધારણ કરે છે; **हि** નિશ્ચય **स्वात्मारामम्** પોતાના આત્મામાં જ આરામ માનનાર યોગી પુરૂષને **विषयमृगतृष्णा** વિષયરૂપી મૃગતૃષ્ણા **न** નથી **भ्रमयति** ભમાવતી. ॥ ૮ ॥

ભાવાર્થઃ—હે ઇષ્ટવર આપનાર શંકર! નંદીશ્વર, ખાટલાની ઇસ, ફરશી ( કુહાડી ), ગજચર્મ, ભસ્મ, સર્પો અને માણસની ખોપરી આ પ્રમાણે આટલું આપનું ગૃહ-સ્થાશ્રમનું સાધન છે. પરંતુ ઇંદ્રાદિ દેવતાઓ તો આપની ભ્રકુટીએ દર્શાવેલ નાના પ્રકારની સમૃદ્ધિઓને ધારણ કરે છે. નિશ્ચય પોતાના આત્મામાંજ રમણ કરનારા યોગી પુરૂષોને વિષયરૂપી મૃગતૃષ્ણા ભમાવતી નથી. ॥ ૮ ॥

**ध्रुवं कश्चित्सर्वं सकलमपरस्त्वध्रुवमिदं**
**परो ध्रौव्याध्रौव्ये जगति गदति व्यस्तविषये ॥**
**समस्तेऽप्येतस्मिन् पुरमथन तैर्विस्मित इव**
**स्तुवन् जिह्रेमि त्वां न खलु ननु धृष्टा मुखरता ॥९**

अन्वयः—हे पुरमथन ! कश्चित् इदम् सर्वम् (जगत्) ध्रुवम् गदति, अपरः ( इदम् ) सकलम् ( जगत् ) अध्रुवम् ( गदति ), परः ध्रौव्याध्रौव्ये ( गदति, ) एतस्मिन् व्यस्त-विषये समस्तेऽपि जगति तैः विस्मितः इव (अहम्) त्वाम् स्तुवन् जिह्रेमि, ननु खलु मुखरता धृष्टा न (अपितु धृष्टैव). ९

**अन्वयार्थ—हेपुरमथन** ! હે ત્રિપુરનાશક શંકર ! **कश्चित** કોઇક **इदम्** આ **सर्वम्** સર્વ ( **जगत्** જગતને ) **ध्रुवम्** નિત્ય **गदति** કહે છે, **अपरः** બીજો કોઇક ( **इदम्** આ ) **सकलम्**

સમગ્ર ( **जगत्** જગતને ) **अध्रुवम्** અનિત્ય ( **गदति** કહે છે ) **परः** ત્રીજો કોઇક **ध्रौव्याध्रौव्ये** નિત્ય અને અનિત્ય ( **गदति** કહે છે ) **एतस्मिन्** આ **व्यस्तविषये** ઉલટા વિષયવાળા **समस्तेऽपि** સમગ્ર એવા **जगति** જગતને વિષે **तैः** તે મતવાદીઓ વડે કરીને **विस्मितः इव** આશ્ચર્ય પામ્યો હોઉં નહિ શું ? એવો ( **अहम्** હું ) **त्वाम्** તમારી **स्तुवन्** સ્તુતિ કરતાં **जिह्रेमि** શરમાઉં છું. **ननु** અહો ! **खलु** નિશ્ચય **मुखरता** વાચાળતા **धृष्टा** નિર્લજ્જ **न** નથી શું ? ( **अपितु** અર્થાત્ **धृष्टैव** નિર્લજ્જ છે. ) ॥ ૯ ॥

ભાવાર્થ:—હે ત્રિપુરનાશક શંકર ! કોઇક સાંખ્ય પાતંજલ મતાનુયાયી આ સર્વ જગત્‌ને નિત્ય કહે છે, બીજો કોઇક બૌદ્ધમતાનુયાયી આ સમગ્ર જગત્‌ને અનિત્ય કહે છે, તથા ત્રીજો કોઇક તાર્કિક આ સર્વ જગત્‌ને નિત્ય અને અનિત્ય કહે છે, તેથી કરીને આ ઉલટા વિષયવાળા સમગ્ર એવા જગતને વિષે તે મતવાદીઓ વડે કરીને આ-શ્ચર્ય પામ્યો હોઉં નહિ શું ? એવો હું આપની સ્તુતિ કરતાં શરમાઉં છું. અહો ! નિશ્ચય કરીને વાચાળતા નિર્લજ્જ નથી શું ? અર્થાત્ નિર્લજ્જ છે. તેજ મને નિર્લજ્જપણાથી આપની સ્તુતિ કરવા પ્રેરણા કરે છે. ૯

**तवैश्वर्यं यत्नाद्यदुपरि विरिंचो हरिरधः**
**परिच्छेत्तुं यातावनलमनलस्कंधवपुषः ॥**

**ततो भक्तिश्रद्धाभरगुरुगृणद्भ्यां गिरिश यत्**
**स्वयं तस्थे ताभ्यां तव किमनुवृत्तिर्न फलति॥१०॥**

अन्वयः—हे गिरिश ! अनलस्कंधवपुषः तव यत् ऐश्वर्यम् (अस्ति तत्) यत्नात् परिच्छेत्तुम् उपरि विरिंचः च अधः हरिः यातौ (तदपि) अनलम्, ततः भक्तिश्रद्धाभरगुरुगृणद्भ्याम् ताभ्याम् स्वयम् तस्थे. हे भगवन् ! तव अनुवृत्तिः किम् न फलति ? ( अपि तु फलत्येव ) ॥ १० ॥

अन्वयार्थः—**हेगिरिश** ! હે કૈલાસપતિ શંકર ! **अनलस्कंधवपुषः** તેજઃપુંજ શરીરવાળા **तव** તમારૂં **यत्** જે **ऐश्वर्यम्** ઐશ્વર્ય ( **अस्ति** છે **तत्** તેને ) **यत्नात्** પ્રયત્નવડે **परिच्छेत्तुम्** માપવાને **उपरि** ઉપર **विरिंचः** બ્રહ્મા **च** અને **अधः** નીચે **हरिः** વિષ્ણુ **यातौ** ગયા ( **तदपि** તો પણ ) **अनलम्** પારન પામ્યા. **ततः** તેથી કરીને **भक्तिश्रद्धाभरगुरुगृणद्भ्याम्** ભક્તિ અને શ્રદ્ધાથી શ્રેષ્ઠ સ્તુતિ કરતા એવા **ताभ्याम्** તેઓના અર્થે **स्वयम्** પોતેજ **तस्थे** પ્રગટ થયા. **हे भगवन्** ! ભગવન્ ! **तव** તમારી **अनुवृत्तिः** સેવા **किम्** શું **न** નથી **फलति** ફળતી ? ( **अपितु** અર્થાત **फलत्येव** ફળે જ છે. ) ॥૧૦॥

ભાવાર્થ:—હે કૈલાસપતિ શંકર ! તેજઃપુંજ શરીરવાળા આંપનું જે ઐશ્વર્ય અર્થાત્ સ્થૂળસ્વરૂપ છે તેને પ્રયત્નથી માપવાને ઉપર બ્રહ્મા અને નીચે વિષ્ણુ ગયા તોપણ

પાર ન પામ્યા. તેથી કરીને ભક્તિ અને શ્રદ્ધાથી શ્રેષ્ઠ સ્તુતિ કરતા એવા તેઓ બન્નેના અર્થે આપ પોતેજ પ્રગટ થયા. હે ભગવન્! આપની સેવા શું નથી ફળતી? અર્થાત્ ફળેજ છે. ॥ ૧૦ ॥

**अयत्नादापाद्य त्रिभुवनमवैरव्यतिकरं**
**दशास्यो यद्बाहूनभृत रणकंडूपरवशान् ॥**
**शिरःपद्मश्रेणीरचितचरणांभोरुहबलेः**
**स्थिरायास्त्वद्भक्तेस्त्रिपुरहर विस्फूर्जितमिदं॥११॥**

**अन्वयः—हे त्रिपुरहर ! दशास्यः यत् अयत्नात् अवैरव्यतिकरम् त्रिभुवनम् आपाद्य रणकंडूपरवशान् बाहून् अभृत ( तत् ) इदम् शिरःपद्मश्रेणीरचितचरणांभोरुहबले: स्थिरायाः त्वद्भक्तेः विस्फूर्जितम् ( अस्ति ) ॥११॥**

**अन्वयार्थः**–**हेत्रिपुरहर** ! હે ત્રિપુરાંતક ! **दशास्यः** રાવણે **यत्** જે **अयत्नात्** વિના પ્રયત્ને **अवैरव्यतिकरम्** નથી વૈરનું કારણ જેમાં એવા **त्रिभुवनम्** ત્રણ ભુવનને **आपाद्य** સંપાદન કરીને **रणकंडूपरवशान्** સંગ્રામી ખણુજથી પરવશ એવા **बाहून्** હસ્તોને **अभृत** ધારણ કર્યા ( **तत्** તે ) **इदम्** આ **शिरःपद्मश्रेणीरचितचरणांभोरुहबलेः** મસ્તકરૂપી કમળની પંક્તિવડે બનાવી છે ચરણકમળની ભેટ જેમાં એવી અને **स्थिरायाः** સ્થિર એવી **त्वद्भक्तेः** તમારી ભકિતનો **विस्फूर्जितम्** પ્રભાવ (**अस्ति** છે).॥૧૧॥

ભાવાર્થ:—હે ત્રિપુરાંતક શંકર ! દશમુખવાળા રાવણે જે વિના પ્રયત્ને વૈર વિનાના ત્રિભુવન અર્થાત્ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળને સંપાદન કરીને સંગ્રામી ખણુજથી પરવશ એવા બાહુઓને ધારણ કર્યા તે આ મસ્તક રૂપી કમળની પંક્તિવડે આપના ચરણ કમળની જે પૂજા કરી તે સ્થિર એવી આપની ભક્તિનો પ્રભાવ છે. ॥ ૧૧ ॥

**अमुष्य त्वत्सेवासमधिगतसारं भुजवनं**
**बलात्कैलासेऽपि त्वदधिवसतौ विक्रमयतः ॥**
**अलभ्या पातालेऽप्यलसचलितांगुष्ठशिरसि**
**प्रतिष्ठा त्वय्यासीद्ध्रुवमुपचितो मुह्यति खलः १२**

अन्वयः—हे भगवन् ! त्वदधिवसतौ कैलासे अपि त्वत्सेवासमधिगतसारम् भुजवनम् बलात् विक्रमयतः अमुष्य त्वयि अलसचलितांगुष्ठशिरसि ( सति ) पाताले अपि प्रतिष्ठा अलभ्या आसीत्. ध्रुवम् उपचितः खलः मुह्यति. ॥१२॥

अन्वयार्थः—**हे भगवन्** ! હે ભગવન્ ! **त्वदधिवसतौ** તમારા નિવાસસ્થાનરૂપ **कैलासे** કૈલાસપર્વતને વિષે **अपि** પણ **त्वत्सेवासमधिगतसारम्** તમારી સેવાથી પ્રાપ્ત થયું છે બળ જેને એવા **भुजवनम्** હસ્ત સમૂહને **बलात्** બળથી **विक्रमयतः** પરાક્રમ અજમાવતા **अमुष्य** આ રાવણને **त्वयि** તમે **अलसचलितांगुष्ठशिरसि** જરા અંગુષ્ઠાગ્રને દબાવ્યે ( **सति** છતે )

**पाताले** પાતાળને વિષે **अपि** પણ **प्रतिष्ठा** પ્રતિષ્ઠા **अलभ्या** દુર્લભ **आसीत्** થઈ. **ध्रुवम्** નિશ્ચય **उपचित:** ઉપકાર કરેલો **खल:** દુર્જન પુરૂષ **मुह्यति** મોહ પામે છે. ॥૧૨॥

**ભાવાર્થ:—**હે ભગવન્ ! આપના નિવાસસ્થાનરૂપ કૈલાસપર્વતને વિષે આપની સેવાથીજ મળ્યું છે બળ જેને એવા હસ્તસમૂહને બળથી પરાક્રમ અજમાવતા આ રાવણને, આપે જરા અંગુઠાનું ટેરવું દબાવ્યું ત્યારે પાતાળને વિષે પણ * પ્રતિષ્ઠા મળવી દુર્લભ થઇ. નિશ્ચય છે કે ઉપકાર કરેલો નીચપુરૂષ મોહ પામે છે. ॥ ૧૨ ॥

**यद्दृद्धिं सुत्राम्णो वरद परमोच्चैरपि सती-**
**मधश्चक्रे बाणः परिजनविधेयत्रिभुवनः ॥**

---

* મહાદેવજીની કૃપાથી રાવણને દશ માથા અને વીસ હાથ મળ્યા, તેથી તે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળને જીતી મહાન્ અભિમાનમાં આવી ગયો. એક દિવસ પોતાના બાહુબળની પરિક્ષા અજમાવવા માટે શંકરના નિવાસસ્થાન કૈલાસપર્વત પાસે આવી તેના મૂળમાં પોતાના વીસ નાંખી કૈલાસપર્વતને હલાવવા લાગ્યો, તેથી પાર્વતીજી ભયચકિત થઇ મહાદેવજીને પૂછવા લાગ્યા, કે આ કૈલાસપર્વત કેમ કંપાયમાન થાય છે ? ત્યારે શિવજીએ કહ્યું કે એતો આપણો પરમભક્ત અને સેવક રાવણ ક્રીડા કરે છે. તે સાંભળી પાર્વતીએ કહ્યું કે આવી તે ક્રીડા હોય ? મને તેથી ભય લાગે છે. ત્યારે અંતર્યામી મહાદેવજીએ પાર્વતીનો ભય નાશ કરવા માટે કૈલા-

**न तच्चित्रं तस्मिन्वरिवसितरि त्वच्चरणयो-**
**र्न कस्या उन्नत्यै भवति शिरसस्त्वय्यवनतिः॥१३॥**

**अन्वयः—हे वरद ! परिजनविधेयत्रिभुवनः वाणः, सुत्राम्णः परमोच्चैः अपि सतीम् ऋद्धिम् यत् अधः चक्रे, तत् त्वच्चरणयोः वरिवसितरि तस्मिन् चित्रम् न, त्वयि शिरसः अवनतिः कस्यै उन्नत्यै न भवति ? ॥१३॥**

**अन्वयार्थः**—**हेवरद** ! હે વરદાન આપનાર શંકર ! **परिजनविधेयत्रिभुवनः** દાસ સદશ સ્વાધિન છે ત્રિભુવન જેને એવો **वाणः** બાણાસુર, **सुत्राम्णः** ઈંદ્રની **परमोच्चैः** પરમ શ્રેષ્ઠ **सतीम्** છતી **ऋद्धिम्** સમૃદ્ધિને **अपि** પણ **यत्** જે **अधः** નીચી **चक्रे**

---

સપર્વતને સ્હેજ પોતાના અંગુઠાના અગ્રભાગથી દબાવ્યો, કે તરત રાવણના હાથ નીચે દબાઈ રહ્યા જેથી તે મોટે ઘાંટે રડવા લાગ્યો. તેની આ દશા જોઈને પાતાળવાસી લોકો મશ્કરી કરી કહેવા લાગ્યા, કે હે રાવણ ! તારા બાહુમાં બળ નહોતું તો તેં કૈલાસપર્વતને ઉએડવાનો પ્રયત્ન કેમ કર્યો ? આજ તારી મેળવેલી સર્વ પ્રતિષ્ઠા ધૂળમાં મળી ગઈ. તે વખતે રાવણે અનેક ઉપાયો કર્યા તેમ છતાં પણ પોતાના હાથ નીકળ્યા નહિ, ત્યારે રડતા રડતા શિવતાંડવસ્તોત્રથી શંકરની સ્તુતિ કરી. આ સ્તુતિની વિલક્ષણ કવિતાથી પ્રસન્ન થઈ ભગવાન્ મહાદેવજીએ પોતાના અંગુઠાના અગ્રને ઉઠાવી લીધો કે જેથી તેના હાથ નીકળી ગયા, તે દિવસથી મહાદેવજીએ તેનું નામ રાવણ અર્થાત્ રોવાવાળો પાડયું છે.

કરવા લાગ્યો, **तत्** તે **त्वच्चरणयोः** તમારા ચરણોને વિષે **वरिवसितरि** નમસ્કાર કરનાર **तस्मिन्** તે બાણાસુરના સબંધમાં **चित्रम्** આશ્ચર્ય **न** નથી, **त्वयि** તમને **शिरसः** મસ્તક વડે **अवनतिः** નમન કરવાથી **कस्यै** કઇ **उन्नत्यै** ઉન્નતિ **न भवति** નથી મળતી?

ભાવાર્થ:—હે વરદાન આપનાર શંકર! દાસ બરાબર વશ કરી લીધું છે ત્રિભુવન જેણે એવો બાણાસુર, ઈંદ્રની અત્યંત શ્રેષ્ઠ એવી સમૃદ્ધિને પણ પોતાના વૈભવથી જે હલકી કરવા લાગ્યો, તે આપના ચરણોને વિષે નમસ્કાર કરનાર બાણાસુરના સબંધમાં આશ્ચર્યકારક નથી. કારણ કે આપના ચરણકમળને વિષે નમસ્કાર કરવાથી કઇ ઉન્નતિ મળતી નથી? અર્થાત્ સર્વ પ્રકારની ઉન્નતિ મળે છે. ॥ ૧૩ ॥

**अकांडब्रह्मांडक्षयचकितदेवासुरकृपा-**
**विधेयस्यासीद्यस्त्रिनयन विषं संहृतवतः ॥**
**स कल्माषः कंठे तव न कुरुते न श्रियमहो**
**विकारोऽपि श्लाघ्यो भुवनभयभंगव्यसनिनः॥१४॥**

**अन्वयः—हे त्रिनयन ! अकांडब्रह्मांडक्षयचकितदेवासुरकृपाविधेयस्य विषम् संहृतवतः तव कंठे यः कल्माषः आसीत् सः श्रियम् न कुरुते (इति) न ( अपि तु कुरुते एव ) अहो ? भुवनभयभंगव्यसनिनः विकारः अपि श्लाघ्यः ॥१४॥**

**अन्वयार्थः–हे त्रिनयन** ! ત્રિલોચન શંકર ! **अकांडब्रह्मांड-क्षयचकितदेवासुरकृपाविधेयस्य** અકાળ બ્રહ્માંડક્ષયથી આશ્ચર્ય પામેલા દેવો અને અસુરોની કૃપાના વશ થયેલા અને **विषम्** કાળકૂટ નામના ઝેરને **संहृतवतः** પીતા એવા **तव** તમારા **कंठे** કંઠને વિષે **यः** જે **कल्माशः** કાળાશ **आसीत्** થઇ **सः** તે **श्रियम्** શોભાને **न** નથી **कुरुते** કરતી ( **इति** એમ ) **न** નથી. ( **अपि तु** અર્થાત્ **कुरुते एव** કરે છે જ ) **अहो** ? અહો ? **भुवनभयभंगव्यसनिनः** ત્રિભુવનના ભયનો નાશ કરવાના વ્યસનવાળા પુરૂષને **विकारः** વિકાર **अपि** પણ **श्लाघ्यः** વખાણવા યોગ્ય થાય છે. ॥૧૪॥

ભાવાર્થ:—હે ત્રિલોચન શંકર! અકાળ બ્રહ્માંડના ક્ષયથી આશ્ચર્ય પામેલા દેવતા અને દૈત્યોની ઉપર કૃપાના વશ થઇ કાળકૂટ નામના ઝેરને પીતા એવા આપના કંઠને વિષે જે કાળાશ થઇ તે શોભાને નથી કરતી એમ નથી. અર્થાત્ કરે છે જ અહો ? ત્રિભુવનના ભયનો નાશ કર-વાના વ્યસનવાળા પુરૂષને વિકાર (લાંછન) પણ વખાણવા યોગ્ય થાય છે. ॥ ૧૪ ॥

**असिद्धार्था नैव क्वचिदपि सदेवासुरनरे**
**निवर्तंते नित्यं जगति जयिनो यस्य विशिखाः॥**
**स पश्यन्नीश त्वामितरसुरसाधारणमभूत्**
**स्मरः स्मर्तव्यात्मा नहि वशिषु पथ्यः परिभवः।१५**

**अन्वयः—हे ईश ! यस्य ( स्मरस्य ) नित्यम् जयिनः विशिखाः सदेवासुरनरे जगति असिद्धार्थाः क्वचिदपि नैव निवर्तंते, सः स्मरः त्वाम् इतरसुरसाधारणम् पश्यन् स्मर्तव्यात्मा अभूत्, हि वशिषु परिभवः पथ्यः न ॥१५॥**

**अन्वयार्थः—हे ईश !** હે સ્વામિન્ ! **यस्य** જે ( **स्मरस्य** કામદેવનાં ) **नित्यम्** સર્વદા **जयिनः** જયશાળી એવા **विशिखाः** બાણો **सदेवासुरनरे** દેવતા અસુર અને મનુષ્ય સહિત **जगति** ત્રણ જગતને વિષે **असिद्धार्थाः** કાર્યસિદ્ધ કર્યા વિના **क्वचिदपि** કોઈ વખતે પણ **नैव** નથીજ **निवर्तंते** પાછા ફરતા, **सः** તે **स्मरः** કામદેવ **त्वाम्** તમને **इतरसुरसाधारणम्** અન્ય દેવતા સમાન સાધારણ તરીકે **पश्यन्** જોતો **स्मर्तव्यात्मा** સ્મરણ યોગ્ય **अभूत्** થઇ ગયો, **हि** નિશ્ચય **वशिषु** જીતેંદ્રિય પુરૂષોનો **परिभवः** અનાદર **पथ्यः** સુખકર **न** નથી. ॥ ૧૫ ॥

ભાવાર્થ:—હે સ્વામિન્ ! જે કામદેવનાં નિરંતર જયશાળી બાણો દેવતા, અસુર અને મનુષ્યોથી યુક્ત સ્વર્ગ મૃત્યુ અને પાતાળને વિષે પોતાનું કાર્ય સિદ્ધિ કર્યા વિના કોઇ વખતે પણ પાછા ફરતા નથી. તે કામદેવ આપને અન્ય દેવતા સમાન સાધારણ તરીકે જોવાથી સ્મરણ માત્ર અર્થાત્ ભસ્મ થઇ ગયો. નિશ્ચય છે કે જીતેંદ્રિય પુરૂષોનો અનાદર કલ્યાણકારક થતો નથી. ॥ ૧૫ ॥

**मही पादाघाताद्व्रजति सहसा संशयपदं**
**पदं विष्णोर्भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम् ॥**

**मुहुर्द्यौर्दौस्थ्यं यात्यनिभृतजटाताडिततटा**
**जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता॥१६॥**

अन्वयः—हे भगवन ! (यदा) त्वम् जगद्रक्षायै नटसि (तदा) मही पादाघातात् सहसा संशयपदम् व्रजति, विष्णोः पदम् भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम् भवति, अनिभृतजटाताडिततटा द्यौः मुहुः दौस्थ्यम् याति, ननु (भवतः) विभुता वामा एव. ॥१६॥

**अन्वयार्थः—हे भगवन्!** હે ભગવન! ( **यदा** જ્યારે ) **त्वम्** તમે **जगद्रक्षायै** જગતનું રક્ષણ કરવા **नटसि** નૃત્ય કરો છો ( **तदा** ત્યારે ) **मही** પૃથ્વી **पादाघातात्** પગની ઠોકરથી **सहसा** એકાએક **संशयपदम्** સંદેહપણાને **व्रजति** પામે છે, **विष्णोः पदम्** આકાશ **भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम्** ભ્રમણ કર્તા હસ્તરૂપી પરિઘવડે કલેશિત ગ્રહોના સમૂહવાળું **भवति** થાય છે, **अनिभृतजटाताडिततटा** વિસ્તરાયેલી જટાથી તાડિત કરેલ તટ-વાળું **द्यौः** સ્વર્ગ **मुहुः** વારંવાર **दौस्थ्यम्** દુઃખપણાને **याति** પામે છે, **ननु** નિશ્ચય (**भवतः**તમારી) **विभुता** ઈશ્વરતા **वामाएव** વિપરીતજ છે. ॥ ૧૬ ॥

ભાવાર્થ:—હે ભગવન્ ! જ્યારે આપ જગતનું રક્ષણ કરવા તાંડવનૃત્ય કરો છો ત્યારે પૃથ્વી પગની ઠોકરથી એકાએક સંદેહપણાને પામે છે, આકાશ ભ્રમણ કર્તા હસ્ત રૂપી પરિઘવડે કલેશિત ગ્રહોના સમૂહવાળું થાય છે, તથા

વિસ્તરાયેલી જટાઓથી પ્રહાર થતા પ્રદેશોવાળું સ્વર્ગ વારંવાર દુઃખપણાને પામે છે. નિશ્ચય છે કે આપની ઇશ્વરતા વિપરીતજ છે. ॥ ૧૬ ॥

**वियद्व्यापी तारागणगुणितफेनोद्गमरुचिः**
**प्रवाहो वारां यः पृषतलघुदृष्टः शिरसि ते ॥**
**जगद्द्वीपाकारं जलधिवलयं तेन कृतमि–**
**त्यनेनैवोन्नेयं धृतमहिम दिव्यं तव वपुः ॥१७॥**

अन्वयः—हे भगवन् ! वियद्व्यापी, तारागणगुणितफेनोद्गमरुचिः, यः वारांप्रवाहः ते शिरसि पृषतलघुदृष्टः, तेन जलधिवलयम् जगत् द्वीपाकारम् कृतम्, हे धृतमहिम ! इति अनेन एव तव दिव्यम् वपुः उन्नेयम् ॥१७॥

**अन्वयार्थः—हे भगवन् !** હે ભગવન્ ! **वियद्व्यापि** આકાશ વ્યાપક **तारागणगुणितफेनोद्गमरुचिः** તારાઓના સમૂહથી વૃદ્ધિ પામેલ ફીણના ઉદ્‌ગમની કાંતિવાળો **यः** જે **वारांप्रवाहः** જળનો પ્રવાહ **ते** તમારા **शिरसि** મસ્તકને વિષે **पृषतलघुदृष्टः** બિંદુ સરખો સ્વલ્પ જણાયો **तेन** તે પ્રવાહવડે **जलधिवलयम्** સમુદ્રરૂપ કંકણવાળું **जगत्** જગત્ **द्वीपाकारम्** દ્વિપ સરખા આકારવાળું **कृतम्** કરાયું. **हे धृतमहिम !** હે મહિમાધારી શંકર ! **इति** આ પ્રકારે **अनेन एव** આ હેતુથીજ **तव** તમારૂં **दिव्यम्** સદા આનંદાત્મક એવું **वपुः** શરીર **उन्नेयम्** અનુમાન કરવા લાયક છે.

ભાવાર્થ:—હે ભગવન્ ! આકાશ વ્યાપક, તારાઓના સમૂહથી વૃદ્ધિ પામેલ ફીણના ઉદ્ગમની કાંતિવાળો, જે જળનો અર્થાત્ ગંગાનો પ્રવાહ આપના મસ્તકને વિષે સ્વલ્પ જણાયો, તે પ્રવાહથીજ સમુદ્રરૂપ કંકણવાળું આ જગત્ દ્વિપ ( બેટ ) સરખા આકારવાળું થયું. હે મહિમાધારી શંકર ! આ પ્રકારે આ હેતુથીજ આપનું સર્વદા આનંદાત્મક એવું શરીર અનુમાન કરવા લાયક છે. ॥ ૧૭ ॥

**रथः क्षोणी यंता शतधृतिरगेंद्रो धनुरथो**
**रथांगे चंद्राकौं रथचरणपाणिः शर इति ॥**
**दिधाक्षोस्ते कोऽयं त्रिपुरतृणमाडंबरविधि–**
**र्विधेयैः क्रीडंत्यो न खलु परतंत्राः प्रभुधियः॥१८॥**

अन्वयः—हे भगवन् ! क्षोणी रथः, शतधृतिः यंता, अगेंद्रः धनुः, चंद्राकौं रथांगे, अथ रथचरणपाणिः शरः, इति त्रिपुरतृणम् दिधक्षोः ते अयम् कः आडंबरविधिः ? खलु विधेयैः क्रीडंत्यः प्रभुधियः परतंत्राः न. ॥ १८ ॥

अन्वयार्थः—**हे भगवन्** ! હે ભગવન્ ! **क्षोणी** પૃથ્વીને **रथः** રથ **शतधृतिः** બ્રહ્માને **यंता** સારથી **अगेंद्रः** પર્વતરાજ હીમાલયને **धनुः** ધનુષ્ય **चंद्राकौं** ચંદ્ર અને સૂર્યને **रथांगे** રથના બે પૈડાં **अथ** પછી **रथचरणपाणिः** ચક્રધારી વિષ્ણુ ભગવાનને **शरः** બાણ **इति** આ પ્રમાણે **त्रिपुरतृणम्** ત્રિપુરાસુર રૂપી તૃષ્ણને **दिधक्षोः**

ભસ્મ કરવાને ઇચ્છતા **ते** તમારો **अयम्** આ **कः** શો **आडंबर-विधिः** આડંબરનો પ્રકાર ? **खलु** નિશ્ચય **विधेयैः** સ્વાધિન પદાર્થોવડે **क्रीडंत्यः** ક્રીડા કરનારી **प्रभुधियः** ઇશ્વરની બુદ્ધિઓ **परतंत्राः** કોઇને આધિન **न** નથી. ॥ ૧૮ ॥

ભાવાર્થઃ—હે ભગવન્ ! પૃથ્વીને રથ, બ્રહ્માને સારથી, પર્વતરાજ હીમાલયને ધનુષ્ય, સૂર્ય અને ચંદ્રને રથના પૈડાં તથા ચક્રધારી વિષ્ણુભગવાનને બાણ બનાવ્યા, આ પ્રમાણે ત્રિપુરાસુરરૂપી તણખલાને ભસ્મ કરવાને ઇચ્છતા એવા આપનો આ આડંબરનો પ્રકાર શો ? નિશ્ચય સ્વાધિન પદાર્થો વડે ક્રીડા કરનારી ઇશ્વરની બુદ્ધિઓ પરાધિન નથી.

**हरिस्ते साहस्रं कमलबलिमाधाय पदयो-**
**र्यदेकोने तस्मिन्निजमुदहरन्नेत्रकमलम् ॥**
**गतो भक्त्युद्रेकः परिणतिमसौ चक्रवपुषा**
**त्रयाणां रक्षायै त्रिपुरहर जागर्ति जगताम्॥१९॥**

**अन्वयः**—हे त्रिपुरहर ! हरिः ते पदयोः साहस्रम् कमलबलिम् आधाय ( पूजितवान् ) तस्मिन् एकोने (सति) निजम् यत् नेत्रकमलम् उदहरत्. असौ भक्त्युद्रेकः चक्रवपुषा परिणतिम् गतः त्रयाणाम् जगताम् रक्षायै जागर्ति. ॥१९॥

**अन्वयार्थः**—**हे त्रिपुरहर !** હે ત્રિપુરહર ! **हरिः** વિષ્ણુ ભગવાન્ **ते** તમારા **पदयोः** ચરણોને વિષે **साहस्रम्** હજાર **कम-**

**लवलिम्** કમળોની ભેટ **आधाय** અર્પણ કરીને (**पूजितवान्** પૂજા કરતા હતા) **तस्मिन्** તેમાં **एकोने** એક ઓછું થયે (**सति** છતે) **निजम्** પોતાનું **यत्** જે **नेत्रकमलम्** નેત્ર રૂપી કમળ તેને **उदहरत्** ઉખાડીને અર્પણ કર્યું. **असौ** આ **भक्त्युद्रेकः** ભક્તિનો ઉત્કર્ષ **चक्रवपुषा** સુદર્શનચક્રના રૂપથી **परिणतिम्** પરિણામને **गतः** પામીને **त्रयाणाम्** ત્રણ એવા **जगताम्** જગતોની **रक्षायै** રક્ષાને અર્થે **जागर्ति** જાગે છે. ॥ ૧૯ ॥

ભાવાર્થ:—હે ત્રિપુરાંતક શંકર! શ્રી વિષ્ણુ ભગવાન આપના ચરણોને વિષે હજાર કમળોની ભેટ લઇને પૂજા કરતા હતા, તે હજાર કમળોમાંથી એક કમળ ઓછું થયું ત્યારે પોતાના નેત્રરૂપી કમળને ઉખાડીને અર્પણ કર્યું આ ભક્તિનો ઉત્કર્ષ સુદર્શનચક્રના રૂપથી પરિણામને પામીને ત્રણે લોકની રક્ષા કરવા સદા તત્પર રહે છે. ॥ ૧૯ ॥

**क्रतौ सुप्ते जाग्रत्त्वमसि फलयोगे क्रतुमतां**
**क्व कर्म प्रध्वस्तं फलति पुरुषाराधनमृते ॥**
**अतस्त्वां संप्रेक्ष्य क्रतुषु फलदानप्रतिभुवं**
**श्रुतौ श्रद्धां बध्द्वा दृढपरिकरः कर्मसु जनः॥२०॥**

अन्वयः—हे भगवन्! क्रतौ सुप्ते (सति) क्रतुमताम् फलयोगे त्वम् जाग्रत् असि, प्रध्वस्तम् कर्म पुरुषाराधनम् ऋते क्व फलति? अतः जनः क्रतुषु फलदानप्रतिभुवम् त्वाम् संप्रेक्ष्य च श्रुतौ श्रद्धाम् बध्द्वा कर्मसु दृढपरिकरः (भवति). २०

**अन्वयार्थः—हे भगवन् !** હે ભગવન્ ! **क्रतौ** યજ્ઞ **सुप्ते (सति)** નાશથયે છતે **क्रतुमताम्** યજ્ઞ કરનારા પુરૂષોના **फलयोगे** સ્વર્ગાદિ ફળ સબંધમાં **त्वम्** તમે **जाग्रत्** જાગેલા **असि** છો, **प्रध्वस्तम्** લય પામેલ **कर्म** કર્મ **पुरुषाराधनम्** ઈશ્વરની આરાધના **ऋते** વિના **क्व** ક્યાં **फलति** ફળે છે ? **अतः** એટલા માટે **जनः** પુરૂષ **क्रतुषु** યજ્ઞોને વિષે **फलदानप्रतिभुवम्** ફળ આપનાર જામીન **त्वाम्** તમને **संप्रेक्ष्य** જોઇને **च** અને **श्रुतौ** શ્રુતીઓમાં **श्रद्धाम्** શ્રદ્ધાને **बध्वा** બાંધીને **कर्मसु** કર્મને વિષે **दृढपरिकरः** દૃઢ વિશ્વાસવાળા **भवति.** થાય છે. ॥ ૨૦ ॥

ભાવાર્થ:—હે ભગવન્ ! યજ્ઞકર્મનો નાશ થયે છતે યજ્ઞ કરનાર પુરૂષોના સ્વર્ગાદિ ફળ આપવા સબંધમાં આપ જાગૃત છો. લય પામેલ કર્મ ઇશ્વરની આરાધના કર્યા વિના ક્યાં ફળે છે ? એટલા માટે પુરૂષો આપને યજ્ઞાદિ કર્મોને વિષે ફળ આપનાર જામીન તરીકે જોઇને અને શ્રુતિઓમાં શ્રદ્ધા રાખીને કર્મને વિષે દૃઢ વિશ્વાસવાળા થાય છે.॥૨૦॥

**क्रियादक्षो दक्षः क्रतुपतिरधीशस्तनुभृता--**
**मृषीणामार्त्विज्यं शरणद सदस्याः सुरगणाः॥**
**क्रतुभ्रंशस्त्वत्तः क्रतुफलविधानव्यसनिनो**
**ध्रुवं कर्तुः श्रद्धाविधुरमभिचाराय हि मखाः॥२१॥**

**अन्वयः—हे शरणद ! क्रियादक्षः तनुभृताम् अधीशः**

**दक्षः क्रतुपतिः, ऋषीणाम् आर्त्विज्यम्, सुरगणाः सदस्याः ( आसन् तदपि ) क्रतुफलविधानव्यसनिनः त्वत्तः क्रतुभ्रंशः (जातः) ध्रुवम् श्रद्धाविधुरम् मखाः कर्तुः अभिचाराय (भवंति)**

**अन्वयार्थः——हे शरणद !** હે શરણાગત પ્રતિપાલક ! **क्रियादक्षः** યજ્ઞક્રિયામાં કુશળ **तनुभृताम्** શરીરધારી જીવોનો **अधीशः** સ્વામિ **दक्षः** દક્ષપ્રજાપતિ **क्रतुपतिः** યજમાન **ऋषीणाम्** વસિષ્ટાદિ ઋષિઓ **आर्त्विज्यम्** ઋત્વિજ અર્થાત્ હોમ કરનારા **सुरगणाः** ઇંદ્રાદિ દેવતાઓ **सदस्याः** સભાસદો ( **आसन** હતા **तदपि** તો પણ ) **क्रतुफलविधानव्यसनिनः** યજ્ઞફળ સંપાદન કરવામાં નિષ્ટાવાળા **त्वत्तः** તમારાથી **क्रतुभ्रंशः** યજ્ઞનો નાશ (**जातः** થયો ) **ध्रुवम्** નિશ્ચય **श्रद्धाविधुरम्** શ્રદ્ધાવિના કરેલા **मखाः** યજ્ઞો **कर्तुः** યજમાનના **अभिचाराय** નાશને માટે (**भवंति** થાય છે.)

ભાવાર્થ:—હે શરણાગત પ્રતિપાલક ! યજ્ઞક્રિયામાં કુશળ અને શરીરધારી જીવોનો અધિપતિ દક્ષપ્રજાપતિ યજ્ઞ કરનાર યજમાન હતો, વસિષ્ઠાદિ ઋષિઓ ઋત્વિજ અર્થાત્ હોમ કરનારા હતા તથા ઇંદ્રાદિ દેવતાઓ સભાસદો હતા તોપણ યજ્ઞમાં યજમાનને ફળ સંપાદન કરવાનું જેમને વ્યસન છે એવા આપ *અપ્રસન્ન હોવાથી યજ્ઞનો

---

* એક દિવસ બ્રહ્મલોકમાં બ્રહ્મા, વિષ્ણુ, શંકર અને ઇંદ્રાદિ દેવતાઓ સભા ભરીને બેઠા હતા, તેવામાં દક્ષપ્રજાપતિ આવ્યો તેને જોઇને ઇંદ્રાદિ સઘળા દેવતાઓ માન આપવાની ખાતર ઉભા થયા.

નાશ થયો. નિશ્ચય છે કે શ્રદ્ધા વિના કરેલા યજ્ઞો યજ્ઞ કરનાર યજમાનના નાશને માટેજ થાય છે. ॥ ૨૧ ॥

**प्रजानाथं नाथ प्रसभमभिकं स्वां दुहितरं**
**गतं रोहिद्भूतां रिरमयिषुमृष्यस्य वपुषा ॥**
**धनुष्पाणेर्यातं दिवमपि सपत्राकृतममुं**
**त्रसंतं तेऽद्यापि त्यजति न मृगव्याधरभसः॥२२**

अन्वयः—हे नाथ ! रोहिद्भूताम् स्वाम् दुहितरम् ऋष्यस्य वपुषा प्रसभम् रिरमयिषुम् गतम् अभिकम् सपत्राकृतम् दिवम् यातम् अपि त्रसंतम् अमुम् प्रजानाथम् धनुष्पाणेः ते मृगव्याधरभसः अद्यापि न त्यजति. ॥२२॥

---

પરંતુ મહાદેવજી ઉભા થયા નહિ. તે જોઇને દક્ષપ્રજાપતિને અપમાન લાગ્યું તેથી ક્રોધ કરીને મહાદેવજીને શાપ આપ્યો કે હવેથી તમને યજ્ઞનો ભાગ મળશે નહિ. તે કારણથી દક્ષપ્રજાપતિએ પ્રથમજ પોતાને ત્યાં યજ્ઞનો આરંભ કરી મહાદેવજીને આમંત્રણ કર્યું નહિ. પોતાના પિતા દક્ષ પ્રજાપતિને ત્યાં યજ્ઞ છે તેવા સમાચાર જાણી સતી મહાદેવજીની ના છતાં ગયા અને પોતાના પતિ મહાદેવજીનું પ્રત્યક્ષ અપમાન ન જોઇ શકવાથી યજ્ઞશાળામાંજ યોગાનલથી પોતાના શરીરને ભસ્મ કરી નાંખ્યું. આ સમાચાર મહાદેવજીએ નારદઋષિ દ્વારા જાણવાથી વીરભદ્ર નામનો ગણ ઉત્પન્ન કરી દક્ષપ્રજાપતિના યજ્ઞનો નાશ કરી નાંખ્યો.

**अन्वयार्थः**—**हे नाथ !** હે સ્વામિન્! **रोहिद्भूताम्** મૃગલી થયેલી **स्वाम्** પોતાની **दुहितरम्** પુત્રીને **ऋष्यस्य** મૃગના **वपुषा** શરીરવડે **प्रसभम्** બળાત્કારથી **रिरंसयिषुम्** રતિક્રીડા કરાવવાને **गतम्** ગયેલા **अभिकम्** કામી એવા **सपत्राकृतम्** જાણે બાણથી વીંધી નાંખ્યા ન હોય તેવા **दिवम्** સ્વર્ગમાં **यातम्** ગયા છતાં **अपि** પણ **त्रसंतम्** ત્રાસ પામતા **अमुम्** આ **प्रजानाथम्** પ્રજાપતિ બ્રહ્માને **धनुष्पाणेः** ધનુષ્ય છે હાથમાં જેને એવા **ते** તમારો **मृगव्याधरभसः** પારધીના જેવો વેગ **अद्यापि** અત્યારે પણ **न त्यजति** નથી ત્યાગતો. ॥ ૨૨ ॥

ભાવાર્થઃ—હે સ્વામિન્! * મૃગલી થયેલી પોતાની પુત્રીની સાથે મૃગના શરીર વડે બળાત્કારથી રત્યર્થે ક્રીડા

---

* પ્રજાપતિ બ્રહ્મદેવ પોતાની સંધ્યા નામની કન્યાનું સૌંદર્ય જોઇ કામાતુર થયા અને તેની સાથે ક્રીડા કરવાને તત્પર થયા. ત્યારે સંધ્યાએ પોતાના પિતાનો દુષ્ટભાવ સમજી લજ્જાથી મૃગલીનું રૂપ લઇ નાસવા માંડયું. તે જોઇને કામાતુર થયેલા બ્રહ્મા પણ મૃગનું રૂપ લઇ તેની પાછળ દોડવા લાગ્યા. ત્યારે ત્રિલોકના સ્વામી મહાદેવજીએ "આ પ્રજાનો અધિપતિ અને ધર્મનો પ્રવર્ત્તક થઇ આવું નિંદ્યકર્મ કરે છે" માટે એને શિક્ષા આપવી જોઇએ, આ પ્રમાણે વિચાર કરી પોતાના પિનાકનામક ધનુષ્યને ખેંચી એક બાણ છોડયું. તે જોઇને મૃગના રૂપમાં રહેલા બ્રહ્મદેવ લજ્જા પામી બાણના ભયથી નાસતા આકાશમાં મૃગશીર્ષ નક્ષત્રરૂપે બેઠા, તે જોઇને મહાદેવજીનું બાણ આર્દ્રા નક્ષત્રનું રૂપ લઇને તેની પાછળ પડયું તે હજુ સુધી પણ તેને છોડતું નથી.

કરવાને ગયેલા, કામી એવા, જાણે બાણથી વીંધી નાંખ્યા ન હોય તેવા, તથા સ્વર્ગમાં ગયા છતાં પણ ત્રાસ પામતા આ પ્રજાપતિ બ્રહ્માને હાથમાં ધનુષ્ય ધારણ કરનારા આપના મૃગનો શિકાર કરનારા પારધીના જેવા બાણના વેગનો ભય અત્યારે પણ ત્યાગતો નથી. ॥ ૨૨ ॥

**स्वलावण्याशंसा धृतधनुषमह्नाय तृणवत्**
**पुरः प्लुष्टं दृष्ट्वा पुरमथन पुष्पायुधमपि ॥**
**यदि स्त्रैणं देवी यमनिरत देहार्द्धघटना-**
**दवैति त्वामद्धा बत वरद मुग्धा युवतयः॥२३॥**

अन्वयः–हे पुरमथन! हे यमनिरत! धृतधनुषम् पुष्पायुधम् अह्नाय तृणवत् पुरः प्लुष्टम् दृष्ट्वा अपि स्वलावण्याशंसा देवी देहार्द्धघटनात् यदि त्वाम् स्त्रैणम् अवैति बत. हे वरद! अद्धा युवतयः मुग्धा (भवंति). ॥ २३ ॥

**अन्वयार्थः—हे पुरमथन!** હે ત્રિપુરદાહક! **हे यमनिरत!** હે યમનિયમાદિ અષ્ટાંગયોગ પરાયણ! **धृतधनुषम्** ધારણ કર્યું છે ધનુષ્ય જેણે એવા **पुष्पायुधम्** કામદેવને **अह्नाय** તરતજ **तृणवत्** તણખલાની પેઠે **पुरः** આગળ **प्लुष्टम्** બળેલો **दृष्ट्वा** જોઇને **अपि** પણ **स्वलावण्याशंसा** પોતાના લાવણ્યની પ્રશંસા કરનારી **देवी** પાર્વતી **देहार्द्धघटनात्** વામ ભાગમાં સ્વીકારવાની

ઘટનાથી **यदि** જો **त्वाम्** તમને **स्त्रैणम्** સ્ત્રીલંપટ **अवैति** જાણે તે **बत** ખેદની વાર્તા છે. **हे वरद** ! હે વરદ ! **अद्धा** નિશ્ચય **युवतयः** સ્ત્રીઓ **मुग्धा** અજ્ઞાન ( **भवंति** હોય છે. ) ॥૨૩॥

ભાવાર્થ:—હે ત્રિપુરદાહક ! હે યમનિયમાદિ અષ્ટાંગયોગ પરાયણ ! ધનુષ્યને ધારણ કરનાર કામદેવને તરતજ તણખલાની પેઠે પોતાની આગળ ભસ્મ થયેલો જોઇને પણ પોતાની સુંદરતાની પ્રશંસા કરનારી પાર્વતી પોતાને વામભાગમાં સ્વીકારવાની ઘટનાથી આપને સ્ત્રીલંપટ જાણે તે ખેદની વાર્તા છે. હે વરદ ! નિશ્ચય છે કે ઘણું કરીને સ્ત્રીઓ અજ્ઞાનજ હોય છે. ॥ ૨૩ ॥

**श्मशानेष्वाक्रीडा स्मरहर पिशाचाः सहचरा–**
**श्चिताभस्मालेपः स्रगपि नृकरोटीपरिकरः ॥**
**अमंगल्यं शीलं तव भवतु नामैवमखिलं**
**तथापि स्मर्तृणां वरद परमं मंगलमसि ॥२४॥**

**अन्वयः–हे स्मरहर ! श्मशानेषु आक्रिडा, पिशाचाः सहचराः, चिताभस्मालेपः, स्रक् अपि नृकरोटीपरिकरः एवम् तव अखिलम् शीलम् अमंगल्यम् भवतुनाम, तथापि हे वरद ! स्मर्तृणाम् ( त्वम् ) परमम् मंगलम् असि ॥२४॥**

**अन्वयार्थः—हे स्मरहर** ! હે મદનાંતક શિવજી ! **श्मशानेषु** સ્મશાનોને વિષે **आक्रिडा** રમત **पिशाचाः** પિશાચો **सहचराः**

સાથે ફરનાર મિત્રો **चिताभस्मालेपः** સ્મશાનની ભસ્મનો શરીરે લેપ **स्रक्** માળા **अपि** પણ **नृणकरोटीपरिकरः** માણસોની ખોપરીઓનો સમૂહ **एवम्** આ પ્રકારે **तव** તમારૂં **शीलम्** આચરણ **अखिलम्** સમગ્ર **अमंगलयम्** અમંગળરૂપ **भवतुनाम** હો. **तथापि** તો પણ **हे वरद!** હે વરદાન આપનાર શંકર! **स्मर्तॄणाम्** સ્મરણ કરનાર ભક્તજનોને ( **त्वम्** તમે ) **परमम्** શ્રેષ્ઠ **मंगलम्** મંગળરૂપ **असि** છો. ॥૨૪॥

ભાવાર્થ:—હે મદનાંતક શિવજી ! સ્મશાન ભૂમિને વિષે રમત, ભૂતપ્રેતાદિ પિશાચો સાથે ફરનાર મિત્રો, સ્મશાનની ભસ્મનો શરીરે લેપ, અને માણસોની ખોપરીઓની માળા આ પ્રકારે આપનું સમગ્ર આચરણ અમંગળરૂપ ભલે હો. તોપણ હે વરદાન આપનાર શંકર ! સ્મરણ કરનાર ભક્તજનોને આપ મંગળરૂપ છો. ॥ ૨૪ ॥

**मनः प्रत्यक् चित्ते सविधमवधायात्तमरुतः**
**प्रहृष्यद्रोमाणः प्रमदसलिलोत्संगितदृशः ॥**
**यदालोक्याह्लादं ह्रद इव निमज्ज्यामृतमये**
**दधत्यंतस्तत्त्वं किमपि यमिनस्तत्किल भवान् ।२५।**

अन्वयः—हे भगवन्! आत्तमरुतः, प्रहृष्यद्रोमाणः, प्रमदसलिलोत्संगितदृशः यमिनः प्रत्यक् मनः चित्ते सविधम् अवधाय, अमृतमये ह्रदे निमज्ज्य इव अंतः यत् किमपि ( अनि-

**वचनीयम् ) तत्त्वम् आलोक्य आल्हादम् दधति, तत् किल भवान् ( असि. ) ॥ २५ ॥**

**अन्वयार्थः—हे भगवन् !** હે ભગવન્ ! **आत्तमरुतः** પ્રાણ-વાયુને વશ કરનારા **प्रहृष्यद्रोमाणः** પુલકિત રોમવાળા **प्रमद-सलिलोत्संगितदृशः** આનંદાશ્રુપૂર્ણ નેત્રવાળા **यमिनः** યોગીપુરૂષો **प्रत्यक्** વિષયોથી નિવૃત્ત એવા **मनः** મનને **चित्ते** અંતઃકરણને વિષે **सविधम्** વિધિ પુરઃસર **अवधाय** ધારણ કરીને **अमृतमये** અમૃતમય **ह्रदे** ધરાને વિષે **निमज्ज्यइव** નાહ્યાની પેઠે **अंतः** અંતરાત્માને વિષે **यत्** જે **किमपि** કાંઈપણ ( **अनिर्वचनीयम्** ) વાણીથી કહ્યું ન જાય એવા ) **तत्त्वम्** તત્વને **आलोक्य** જોઈને **आह्लादम्** આનંદને **दधति** ધારણ કરે છે **तत्** તેજ તત્વ **किल** નિશ્ચય **भवान्** આપજ ( **अस्ति** છો ). ॥૨૫॥

ભાવાર્થઃ—હે ભગવન્ ! પ્રાણવાયુને વશ કરનારા, પુલકિત રોમવાળા અને આનંદાશ્રુપૂર્ણ નેત્રવાળા યોગી પુરૂષો વિષયોથી નિવૃત્ત એવા મનને અંતઃકરણને વિષે વિધિપુરઃસર ધારણ કરીને અમૃતમય ધરાને વિષે નાહ્યા હોય તેમ અંતરાત્માને વિષે જે કાંઈ પણ વાણીથી કહી શકાય નહિ એવા અલૌકિક તત્વને જોઈને આનંદ પામે છે તેજ તત્વ નિશ્ચય આપજ છો. ॥ ૨૫ ॥

**त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवह--**
**स्त्वमापस्त्वं व्योमत्वमु धरणिरात्मा त्वमिति च॥**

**परिच्छिन्नामेवं त्वयि परिणता बिभ्रतु गिरं**
**न विद्मस्तत्तत्त्वं वयमिह तु यत्त्वं न भवसि॥२६॥**

अन्वयः—हे भगवन् ! त्वम् अर्कः (असि) त्वम् सोमः (असि) त्वम् पवनः असि, त्वम् हुतवहः (असि) त्वम् आपः (असि) त्वम् व्योम (असि) त्वम् धरणिः (असि) च त्वम् आत्मा (असि) इति परिणताः त्वयि एवम् परिच्छिन्नाम् गिरम् बिभ्रतु. तु इह यत्त्वम् न भवसि तत् तत्त्वम् हि वयम् न विद्मः

अन्वयार्थः—**हे भगवन्!** હે ભગવન્! **त्वम्** તમે **अर्कः** સૂર્ય (**असि** છો) **त्वम्** તમે **सोमः** ચંદ્ર (**असि** છો) **त्वम्** તમે **पवनः** પવન **असि** છો **त्वम्** તમે **हुतवहः** અગ્નિ (**असि** છો) **त्वम्** તમે **आपः** જળ (**असि** છો) **त्वम्** તમે **व्योम** આકાશ (**असि** છો) **त्वम्** તમે **धरणिः** પૃથ્વી (**असि** છો) **च** અને **त्वम्** તમે **आत्मा** સર્વસાક્ષી પરમાત્મા (**असि** છો) **इति** આ પ્રમાણે **परिणताः** પરિપક્વ બુદ્ધિવાળા પુરૂષો **त्वयि** તમારા વિષયમાં **एवम्** આ રીતે **परिच्छिन्नाम्** મર્યાદિત **गिरम्** વાણીને **बिभ्रतु** ધારણ કરો. **तु** પરંતુ **इह** આ સંસારને વિષે **यत्त्वम्** જ્યાં તમે **नभवसि** નથી હોતા **तत्** તે **तत्त्वम्** તત્વને **हि** નિશ્ચય **वयम्** અમો **नविद्मः** નથી જાણતા. ॥૨૬॥

ભાવાર્થ:—હે ભગવન્! તમે સૂર્ય છો, તમે ચંદ્ર છો, તમે પવન છો, તમે અગ્નિ છો, તમે જળ છો, તમે આકાશ છો, તમે પૃથ્વી છો અને તમે સર્વ સાક્ષી પરમા-

ત્મા પણ છો. આ પ્રમાણે પરિપક્વ બુદ્ધિવાળા પુરૂષો આપના વિષયમાં મર્યાદિતવાણીને ભલે ધારણ કરે, પરંતુ આ સંસારને વિષે જ્યાં તમે નથી હોતા તેવા કોઇ પણ તત્વને નિશ્ચયથી અમો જાણતા નથી. ॥ ૨૬ ॥

**त्रयीं तिस्रो वृत्तीस्त्रिभुवनमथो त्रीनपि सुरा--**
**नकाराद्यैर्वर्णैस्त्रिभिरभिदधत्तीर्णविकृति ॥**
**तुरीयं ते धाम ध्वनिभिरवरुंधानमणुभिः**
**समस्तव्यस्तं त्वां शरणद गृणात्योमिति पदम् २७**

अन्वयः—हे शरणद ! त्रयीम्, तिस्रः वृत्तिः, त्रिभुवनम्, अथ त्रिन् सुरान् अपि अकाराद्यैः त्रिभिः वर्णैः अभिदधत्, तीर्णविकृति तुरीयं ते धाम अणुभिः ध्वनिभिः अवरुंधानम्. समस्तम् व्यस्तम् ॐइति पदम् त्वाम् गृणाति. ॥ २७ ॥

**अन्वयार्थः—हे शरणद !** હે શરણાગત રક્ષક ! **त्रयीम्** વેદત્રયી **तिस्रः** ત્રણ **वृत्तीः** વૃત્તિઓ **त्रिभुवनम्** ત્રણ ભુવન **अथ** તથા **त्रिन्** ત્રણ **सुरान्** દેવતાઓને **अपि** પણ **अकाराद्यैः** અકારાદિક **त्रिभिः** ત્રણ **वर्णैः** વર્ણોવડે કરીને **अभिदधत्** ધારણ કરનારૂં **तीर्णविकृति** વિકાર રહિત એવું **तुरीयं** ચતુર્થ **ते** તમારૂં **धाम** સ્વરૂપ **अणुभिः** સૂક્ષ્મ એવા **ध्वनिभिः** શબ્દોવડે **अवरुंधानम्** બોધ કરનારૂં **समस्तम्** સમગ્ર **व्यस्तम्** ભિન્ન ભિન્ન **ॐ इति** ॐ એ **पदम्** પદ **त्वाम्** તમને **गृणाति** પ્રતિપાદન કરે છે. ॥૨૭॥

ભાવાર્થ:—હે શરણાગત રક્ષક! વેદત્રયી અર્થાત્ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ, ત્રણ વૃત્તિઓ અર્થાત્ ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત, ત્રણ ભુવન અર્થાત્ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ તથા ત્રણ દેવતાઓ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને અકારાદિક અ, ઉ, મ, આ ત્રણ વર્ણોવડે કરીને ધારણ કરનારૂં, વિકાર રહિત અર્થાત્ જાગ્રત, સ્વપ્ન અને સુસુપ્તિ અવસ્થાઓથી પરે એવું આપનું ચતુર્થ સ્વરૂપ સૂક્ષ્મ એવા શબ્દો વડે કરીને બોધ કરનારૂં સમગ્ર ભિન્ન ભિન્ન ૐ એ પદ, આપને પ્રતિપાદન કરે છે. ॥ ૨૭ ॥

**भवः शर्वो रुद्रः पशुपतिरथोग्रः सह महां-**
**स्तथा भीमेशानाविति यदभिधानाष्टकमिदम् ॥**
**अमुष्मिन्प्रत्येकं प्रविचरति देव श्रुतिरपि**
**प्रियायास्मै धाम्ने प्रणिहितनमस्योऽस्मि भवते।२८।**

अन्वयः—हेदेव ! भवः, शर्वः, रुद्रः, पशुपतिः, अथ उग्रः, सहमहान्, तथा भीमेशानौ इति यत् इदम् अभिधानाष्टकम्, अमुष्मिन् प्रत्येकम् श्रुतिः अपि प्रविचरति, अस्मै प्रियाय धाम्ने भवते प्रणिहितनमस्यः अस्मि. ॥२८॥

**अन्वयार्थः—हे देव !** હે દેવ ! **भवः** ભવ **शर्वः** શર્વ **रुद्रः** રૂદ્ર **पशुपतिः** પશુપતિ **अथ** પછી **उग्रः** ઉગ્ર **सहमहान्** મહાદેવ

**तथा** તથા **भीमेशानौ** ભીમ અને ઈશાન **इति** આ પ્રમાણે **यत्** જે **इदम्** આ **अभिधानाष्टकम्** આઠ નામ **अमुष्मिन्** આ આઠ નામના વિષે **प्रत्येकम्** દરેકમાં **श्रुतिः** વેદ **अपि** પણ **प्रविचरति** વિચરે છે. **अस्मै** આ **प्रियाय** પ્રિય **धाम्ने** ચૈતન્યરૂપ એવા **भवते** આપને **प्रणिहितनमस्यः** કર્યો છે નમસ્કાર જેણે એવો **अस्मि** હું છું.

ભાવાર્થઃ—હે દેવ ! ૧ ભવ, ૨ શર્વ, ૩ રુદ્ર, ૪ પશુપતિ, ૫ ઉગ્ર, ૬ મહાદેવ, ૭ ભીમ અને ૮ ઇશાન આ પ્રમાણેના જે આપના આઠ નામ છે. આ પ્રત્યેકને વિષે વેદ પણ વિચરે છે. એવા પ્રિય ચૈતન્ય સ્વરૂપ આપને હું નમસ્કાર કરૂં છું.

## नमो नेदिष्ठाय प्रियदव दविष्ठाय च नमो
## नमः क्षोदिष्ठाय स्मरहर महिष्ठाय च नमः ॥
## नमो वर्षिष्ठाय त्रिनयन यविष्ठाय च नमो
## नमः सर्वस्मै ते तदिदमितिसर्वाय च नमः॥२९॥

अन्वयः—हे प्रियदव ! नेदिष्ठाय (ते) नमः च दविष्ठाय (ते) नमः, हे स्मरहर ! क्षोदिष्ठाय (ते) नमः च महिष्ठाय (ते) नमः, हे त्रिनयन ! वर्षिष्ठाय (ते) नमः च यविष्ठाय (ते) नमः, हे भगवन् ! सर्वस्मै ते नमः च तदिदमितिसर्वाय (ते) नमः

**अन्वयार्थः—हे प्रियदव !** હે વનવિહાર પ્રિય ! **नेदिष्ठाय** અતિ નિકટવર્તિ એવા ( **ते** તમને ) **नमः** નમસ્કાર હો **च** અને **दविष्ठाय** અતિદૂરવર્તિ ( **ते** તમને ) **नमः** નમસ્કાર હો, **हे स्मरहर !**

હે મદનાંતક ! **क्षोदिष्ठाय** અતિસૂક્ષ્મરૂપ ( **ते** તમને ) **नमः** નમસ્કાર હો **च** અને **महिष्ठाय** અતિસ્થૂળરૂપ ( **ते** તમને ) **नमः** નમસ્કાર હો, **हे त्रिनयन** ! હે ત્રિનયન ! **वर्षिष्ठाय** અતિવૃદ્ધરૂપ ( **ते** તમને ) **नमः** નમસ્કાર હો **च** અને **यविष्ठाय** અતિતરૂણરૂપ ( **ते** તમને ) **नमः** નમસ્કાર હો. **हे भगवन्** ! હે ભગવન્ ! **सर्वस्मै** સર્વસ્વરૂપી **ते** તમને **नमः** નમસ્કાર હો **च** અને **तदिदमितिसर्वाय** પરોક્ષ અને અપરોક્ષ એવું છે સર્વ જેમાં એવા (**ते** તમને) **नमः** નમસ્કાર હો.

ભાવાર્થ:—હે વનવિહાર પ્રિય ! અતિનિકટવર્તિ એવા આપને નમસ્કાર હો. અને અતિદૂરવર્તિ એવા આપને નમસ્કાર હો, હે મદનાંતક ! અતિ સૂક્ષ્મરૂપ એવા આપને નમસ્કાર હો અને અતિસ્થૂળરૂપ એવા આપને નમસ્કાર હો, હે ત્રિનયન ! અતિ વૃદ્ધરૂપ એવા આપને નમસ્કાર હો અને અતિતરૂણરૂપ એવા આપને નમસ્કાર હો, હે ભગવન્ ! સર્વસ્વરૂપી આપને નમસ્કાર હો તથા પરોક્ષ અને અપરોક્ષ એવા સર્વાત્માને નમસ્કાર હો. ॥૨૯॥

**बहलरजसे विश्वोत्पत्तौ भवाय नमो नमः**
**प्रबलतमसे तत्संहारे हराय नमो नमः ॥**
**जनसुखकृते सत्वोद्रिक्तौ मृडाय नमो नमः**
**प्रमहसि पदे निस्त्रैगुण्ये शिवाय नमो नमः॥३०॥**

**अन्वयः—हे भगवन् ! विश्वोत्पत्तौ बहलरजसे भवाय (ते) नमोनमः, तत्संहारे प्रबलतमसे हराय (ते) नमोनमः, जनसु-**

**खकृते सत्वोद्रिक्तौ मृडाय ( ते ) नमोनमः, प्रमहसिपदे निस्त्रैगुण्ये शिवाय ( ते ) नमोनमः ॥३०॥**

**अन्वयार्थः—हे भगवन्!** હે ભગવન્! **विश्वोत्पत्तौ** વિશ્વની ઉત્પત્તિ માટે **बहलरजसे** અધિક રજોગુણવાળા **भवाय** બ્રહ્મારૂપ ( **ते** તમને ) **नमोनमः** વારંવાર નમસ્કાર છે, **तत्संहारे** જગતના સંહાર માટે **प्रबलतमसे** અધિક તમોગુણવાળા **हराय** રૂદ્રરૂપ ( **ते** તમને ) **नमोनमः** વારંવાર નમસ્કાર છે, **जनसुखकृते** માણસોના સુખ માટે **सत्वोद्रिक्तौ** સત્વગુણના આધિક્યમાં રહેલા **मृडाय** વિષ્ણુરૂપ (**ते** તમને) **नमोनमः** વારંવાર નમસ્કાર છે, **प्रमहसिपदे** ઉત્કૃષ્ટ તેજના સ્થાન **निस्त्रैगुण्ये** ત્રણે ગુણોથી પર **शिवाय** મંગળકારક શિવરૂપ ( **ते** તમને ) **नमोनमः** વારંવાર નમસ્કાર છે. ॥૩૦॥

ભાવાર્થ:—હે ભગવન્! સૃષ્ટિની ઉત્પત્તિ કરવાના હેતુથી ધારણ કરેલા અત્યંત રજોગુણયુક્ત બ્રહ્મારૂપ આપને વારંવાર નમસ્કાર છે, સૃષ્ટિના સંહાર કરવા માટે ધારણ કરેલા અધિક તમોગુણયુક્ત રૂદ્રરૂપ આપને વારંવાર નમસ્કાર છે, તથા સૃષ્ટિનું પાલન કરવાના હેતુથી સત્વગુણના આધિક્યમાં રહેલા વિષ્ણુરૂપ આપને વારંવાર નમસ્કાર છે અને ત્રણે ગુણોથી પર ( જૂદું ) એવા તુરીયરૂપી ઉત્કૃષ્ટ તેજના સ્થાન સચ્ચિદાનંદ શિવરૂપ આપને વારંવાર નમસ્કાર છે. ॥ ૩૦ ॥

**कृशपरिणतिचेतः क्लेशवश्यं क्वचेदं**
**क्व च तव गुणसीमोल्लंघिनी शश्वदृद्धिः ॥**

# इति चकितममंदीकृत्य मां भक्तिराधा-
# द्वरद चरणयोस्ते वाक्यपुष्पोपहारम् ॥३१॥

अन्वयः–हे वरद ! क्लेशवश्यम् च कृशपरिणति इदम् (मे) चेतः क्व, च गुणसीमोल्लंघिनी तव शश्वत् ऋद्धिः क्व, इति चकितम् माम् भक्तिः अमंदीकृत्य ते चरणयोः वाक्यपुष्पोपहारम् आधात्. ॥३१॥

**अन्वयार्थः**—**हे वरद** ! હે વરદાયક ! **क्लेशवश्यम्** ક્લેશને વશ **च** અને **कृशपरिणति** નિર્બળ પરિણામવાળું **इदम्** આ ( **मे** મારૂં ) **चेतः** ચિત્ત **क्व** ક્યાં ? **च** અને **गुणसीमोल्लंघिनी** ગુણોની સીમાને ઉલંઘી ગયેલી **तव** તમારી **शश्वत्** નિરંતર **ऋद्धिः** સમૃદ્ધિ **क्व** ક્યાં ? **इति** આ પ્રમાણે **चकितम्** આશ્ચર્ય પામેલા **माम्** મને **भक्तिः** ભક્તિ **अमंदीकृत्य** સાવધાન કરીને **ते** તમારા **चरणयोः** ચરણોને વિષે **वाक्यपुष्पोपहारम्** વાણીરૂપી પુષ્પોની ભેટ **आधात्** અર્પાવે છે. ॥૩૧॥

ભાવાર્થ:—હે સર્વાભિષ્ટપ્રદ ! કલેશને વશ અને રાગ દ્વેશાદિ સહસ્રાવધિ દોષોને લીધે મલિન થયેલું એવું મારૂં ચિત્ત ક્યાં ? અને ગુણોની સીમાને ઉલંઘી ગયેલી આપની સનાતન સમૃદ્ધિ ક્યાં ? આ પ્રમાણે આશ્ચર્ય પામેલા મને આપની ભક્તિ, સાવધાન કરીને આપના ચરણોને વિષે વાણીરૂપી પુષ્પોની ભેટ અર્પણ કરાવે છે. ॥ ૩૧ ॥

**असितगिरिसमं स्यात्कज्जलं सिंधुपात्रे**
**सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी ॥**
**लिखति यदि गृहीत्वा शारदा सार्वकालं**
**तदपि तव गुणानामीश पारं न याति ॥३२॥**

**अन्वयः**—हे ईश ! सिंधुपात्रे असितगिरिसमम् कज्जलम् स्यात्, सुरतरुवरशाखा लेखनी ( स्यात् ) उर्वी पत्रम् ( स्यात् तत् ) गृहीत्वा यदि शारदा सार्वकालम् लिखति तदपि तव गुणानाम् पारम् न याति. ॥३२॥

**अन्वयार्थः**-**हे ईश !** હે સ્વામિન્ ! **सिंधुपात्रे** સમુદ્રરૂપી પાત્રને વિષે **असितगिरिसमम्** નીલગિરિ બરાબર **कज्जलम्** કાજળ **स्यात्** હોય **सुरतरुवरशाखा** કલ્પવૃક્ષનાં સુંદરડાળાંની **लेखनी** કલમ ( **स्यात्** હોય ) **उर्वी** પૃથ્વીરૂપી **पत्रम्** કાગળ ( **स्यात्** હોય **तत्** તે ઉપરનાં સાધન) **गृहीत्वा** ગ્રહણ કરી **यदि** જો **शारदा** સરસ્વતી **सार्वकालम्** સર્વકાળ **लिखति** લખે **तदपि** તોપણ **तव** તમારા **गुणानाम्** ગુણોના **पारम्** પારને **नयाति** ન પામી શકે.

ભાવાર્થઃ—હે સ્વામિન્! સમુદ્રરૂપી પાત્રને વિષે નીલગિરિ બરાબર કાજળની રૂશનાઇ હોય, કલ્પવૃક્ષનાં સુંદર ડાળાની કલમ હોય અને પૃથ્વી રૂપી કાગળ હોય આ પ્રમાણે ઉપરનાં સાધન ગ્રહણ કરીને જો સરસ્વતી નિરંતર લખે તોપણ આપના ગુણોના પારને પામી શકે નહિ. તો મારી બુદ્ધિ આપના ગુણોના પારને કયાંથીજ પામી શકે.

असुरसुरमुनींद्रैरर्चितस्येंदुमौले-
ग्रथितगुणमहिम्नो निर्गुणस्येश्वरस्य ॥
सकलगणवरिष्ठः पुष्पदंताभिधानो
रुचिरमलघुवृत्तैः स्तोत्रमेतच्चकार ॥३३॥

अन्वयः—असुरसुरमुनींद्रैः अर्चितस्य इंदुमौलेः ग्रथितगुण-महिम्नः निर्गुणस्य ईश्वरस्य रुचिरम् एतत् स्तोत्रम् सकलगणव-रिष्ठः पुष्पदंताभिधानः अलघुवृत्तैः चकार ॥ ३३ ॥

**अन्वयार्थ**:—**असुरसुरमुनींद्रैः** અસુર, દેવતા અને મુનીશ્વરોએ **अर्चितस्य** અર્ચન કરેલા **इंदुमौलेः** મસ્તક ઉપર ચંદ્રને ધારણ કરનારા **ग्रथितगुणमहिम्नः** ગુંથ્યો છે ગુણોનો મહિમા જેનો એવા **निर्गुणस्य** નિર્ગુણ સ્વરૂપ **ईश्वरस्य** શંકરના **रुचिरम्** મનોહર **एतत्** આ **स्तोत्रम्** સ્તોત્રને **सकलगणवरिष्ठः** સર્વ ગણોમાં શ્રેષ્ઠ **पुष्पदंताभिधानः** પુષ્પદંત નામના ગંધર્વ **अलघुवृत्तैः** લાંબા એવા શિખરિણિ વૃત્તોથી **चकार** કરતા હતા. ॥ ૩૩ ॥

ભાવાર્થ:—અસુર, દેવતા અને મુનીશ્વરોએ પૂજન કરેલા, મસ્તક ઉપર ચંદ્રને ધારણ કરનારા તથા ગુંથ્યો છે ગુણોનો મહિમા જેનો એવા નિર્ગુણસ્વરૂપ શંકરના આ મનોહર સ્તોત્રને સર્વ ગણોમાં શ્રેષ્ઠ પુષ્પદંતનામના ગંધર્વ મોટા એવા શિખરિણિ વૃત્તોથી કરતા હતા. ॥ ૩૩ ॥

**अहरहरनवद्यं धूर्जटेः स्तोत्रमेतत्**
**पठति परमभक्त्या शुद्धचित्तः पुमान्यः ॥**
**स भवति शिवलोके रुद्रतुल्यस्तथात्र**
**प्रचुरतरधनायुः पुत्रवान् कीर्तिमांश्च ॥३४॥**

अन्वयः—यः शुद्धचित्तः पुमान् परमभक्त्या धुर्जटेः अनवद्यम् एतत् स्तोत्रम् अहरहः पठति सः शिवलोके रुद्रतुल्यः भवति तथा अत्र प्रचुरतरधनायुः पुत्रवान् च कीर्तिमान् ( भवति ) ॥३४॥

अन्वयार्थः—यः જે **शुद्धचित्तः** શુદ્ધ અંતઃકરણવાળો **पुमान्** પુરૂષ **परमभक्त्या** શ્રેષ્ઠભક્તિથી **धुर्जटेः** મહાદેવજીના **अनवद्यम्** શ્રેષ્ઠ એવા **एतत्** આ **स्तोत्रम्** સ્તોત્રને **अहरहः** નિરંતર **पठति** ભણે છે **सः** તે પુરૂષ **शिवलोके** શિવલોકમાં **रुद्रतुल्यः** શંકર બરાબર **भवति** થાય છે **तथा** તથા **अत्र** આલોકમાં **प्रचुरतरधनायुः** અત્યંત ધનવાન્, આયુષ્યમાન્ **पुत्रवान्** પુત્રવાન્ **च** અને **कीर्तिमान्** કીર્તિમાન્ ( **भवति** થાય છે. ) ॥ ३४ ॥

ભાવાર્થઃ—જે શુદ્ધ અંતઃકરણવાળો પુરૂષ શ્રેષ્ઠ ભક્તિથી મહાદેવજીના શ્રેષ્ઠ એવા આ મહિમ્નઃસ્તોત્રને નિરંતર ભણે છે તે પુરૂષ શિવલોકમાં શંકર બરાબર થાય છે. તથા આ પૃથ્વી ઉપર અત્યંત ધનવાન્, આયુષ્યમાન્, પુત્રવાન્ અને કીર્તિમાન્ થાય છે. ॥ ૩૪ ॥

**महेशान्नापरो देवो महिम्नो नापरा स्तुतिः ॥**
**अघोरान्नापरो मंत्रो नास्तितत्त्वं गुरोः परम् ॥३५॥**

अन्वयः–महेशात् अपरः देवः न, महिम्नः अपरा स्तुतिः न, अघोरात् अपरः मंत्रः न, गुरोः परम् तत्त्वम् नास्ति. ॥३५॥

**अन्वयार्थः**—**महेशात्** મહાદેવથી **अपरः** અન્ય કોઈ શ્રેષ્ઠ **देवः** દેવ **न** નથી, **महिम्नः** મહિમ્નથી **अपरा** બીજી શ્રેષ્ઠ **स्तुतिः** સ્તુતિ **न** નથી, **अघोरात्** અઘોરમંત્રથી **अपरः** શ્રેષ્ઠ બીજો **मंत्रः** મંત્ર **न** નથી, **गुरोः** ગુરૂથી **परम्** શ્રેષ્ઠ **तत्त्वम्** તત્વ **नास्ति** નથી.

ભાવાર્થ:—મહાદેવજી કરતાં અન્ય કોઇ શ્રેષ્ઠ દેવ નથી, મહિમ્નઃસ્તોત્ર કરતાં બીજી શ્રેષ્ઠ સ્તુતિ નથી, અઘોર મંત્ર કરતાં અન્ય કોઇ શ્રેષ્ઠ મંત્ર નથી અને ગુરૂ કરતાં કોઇ શ્રેષ્ઠ તત્વ નથી. ॥ ૩ ॥

**दीक्षा दानं तपस्तीर्थं ज्ञानं यागादिकाः क्रियाः॥**
**महिम्नस्तव पाठस्य कलां नार्हति षोडशीम् ॥३६॥**

अन्वयः–दीक्षा, दानम्, तपः, तीर्थम्, ज्ञानम्, यागादिकाः क्रियाः महिम्नस्तव पाठस्य षोडशीम् कलाम् न अर्हति. ।३६।

**अन्वयार्थः**—**दीक्षा** દીક્ષા **दानम्** દાન **तपः** તપશ્ચર્યા **तीर्थम्** તીર્થયાત્રા **ज्ञानम्** જ્ઞાન **यागादिकाः** યજ્ઞયાગાદિ **क्रियाः** ક્રિયાઓ **महिम्नस्तव** મહિમ્નસ્તોત્રના **पाठस्य** પાઠની **षोडशीम्** સોળમી **कलाम्** કળાને **न** નથી **अर्हति** પોંચી શકતાં. ॥૩૬॥

ભાવાર્થ:—દીક્ષા, દાન, તપશ્ચર્યા, તીર્થયાત્રા, જ્ઞાન અને યજ્ઞયાગાદિ ક્રિયાઓ આ સર્વ આપના મહિમ્નસ્તોત્રના પાઠની સોળમી કળાને પહોંચી શકતાં નથી. ॥૩૬॥

**कुसुमदशननामा सर्वगंधर्वराजः**
**शिशुशशधरमौलेर्देवदेवस्य दासः॥**
**स खलु निजमहिम्नो भ्रष्ट एवास्य रोषात्**
**स्तवनमिदमकार्षीद्दिव्यदिव्यं महिम्नः ॥३७॥**

अन्वयः—कुसुमदशननामा सर्वगंधर्वराजः शिशुशशधरमौलेः देवदेवस्यदासः सः अस्य रोषात् निजमहिम्नः भ्रष्टः (सन्) दिव्यदिव्यम् इदम् महिम्नः स्तवनम् अकार्षीत्.॥३७॥

અન્વયાર્થ:—**कुसुमदशननामा** પુષ્પદંતનામનો **सर्वगंधर्वराजः** સર્વ ગંધર્વોનો રાજા **शिशुशशधरमौलेः** બાળચંદ્રને મસ્તક ઉપર ધારણ કર્યો છે એવા **देवदेवस्यदासः** દેવતાઓના દેવ મહાદેવનો દાસ **सः** તે **अस्य** આ મહાદેવજીના **रोषात्** રોષથી **एव** જ **खलु** નિશ્ચય **निजमहिम्नः** પોતાના મહિમાથી **भ्रष्टः** ભ્રષ્ટ (**सन्** થયે છતે) **दिव्यदिव्यम्** ઉત્તમોત્તમ **इदम्** આ **महिम्नः** મહિમ્ન **स्तवनम्** સ્તોત્રને **अकार्षित्** કરતો હતો. ॥ ૩૭ ॥

ભાવાર્થ:—પુષ્પદંત નામનો સર્વ ગંધર્વોનો રાજા, બાળચંદ્રને મસ્તક ઉપર ધારણ કરનાર એવા દેવતાઓના દેવ મહાદેવનો દાસ તે આ મહાદેવજીના રોષથીજ નિશ્ચય

પોતાના સામર્થ્યથી ભ્રષ્ટ થયો, ત્યારે તેમની પ્રસન્નતાના અર્થે આ ઉત્તમોત્તમ મહિમ્નસ્તોત્ર કરતો હતો. ॥૩૭॥

**सुरवरमुनिपूज्यं स्वर्गमोक्षैकहेतुं**
**पठति यदि मनुष्यः प्रांजलिर्नान्यचेताः ॥**
**व्रजति शिवसमीपं किन्नरैः स्तूयमानः**
**स्तवनमिदममोघं पुष्पदंतप्रणीतम् ॥३८॥**

अन्वयः—सुरवरमुनिपूज्यम् स्वर्गमोक्षैकहेतुम् पुष्पदंतप्रणीतम् इदम् अमोघम् स्तवनम् नान्यचेताः प्रांजलिः यदि मनुष्यः पठति (तर्हि) सः किन्नरैः स्तूयमानः शिवसमीपम् व्रजति.

अन्वयार्थः—**सुरवरमुनिपूज्यम्** શ્રેષ્ઠ દેવતાઓ અને મુનીશ્વરોથી પૂજનીય **स्वर्गमोक्षैकहेतुम्** સ્વર્ગ અને મોક્ષના એક કારણ રૂપ **पुष्पदंतप्रणीतम्** પુષ્પદંત વિરચિત **इदम्** આ **अमोघम्** અત્યંત ફળદાતા **स्तवनम्** સ્તોત્રને **नान्यचेताः** એકાગ્ર ચિત્તથી **प्रांजलिः** બન્ને હાથ જોડીને **यदि** જો **मनुष्यः** માણસ **पठति** પઠન કરે ( **तर्हि** તો **सः** તે માણસ ) **किन्नरैः** કિન્નરોથી **स्तूयमानः** સ્તુતિ કરાતો **शिवसमीपम्** શિવજીની સમીપમાં **व्रजति** જાય છે. ॥ ૩૮ ॥

ભાવાર્થ:—ઈંદ્રાદિક શ્રેષ્ઠ દેવતાઓ અને મુનીશ્વરોથી પૂજનીય, સ્વર્ગ અને મોક્ષના એક કારણરૂપ પુષ્પદંત વિરચિત અત્યંત ફળદાતા આ મહિમ્નસ્તોત્રને એકાગ્રચિત્તથી બન્ને હાથ જોડીને જો માણસ પઠન કરે તો તે માણસ કિન્નરોથી સ્તુતિ કરાતો કૈલાસને વિષે શિવજીની સમીપમાં જાય છે.

**श्रीपुष्पदंतमुखपंकजनिर्गतेन**
**स्तोत्रेण किल्बिषहरेण हरप्रियेण ॥**
**कंठस्थितेन पठितेन समाहितेन**
**सुप्रीणितो भवति भूतपतिर्महेशः ॥३९॥**

अन्वयः—श्रीपुष्पदंतमुखपंकजनिर्गतेन किल्बिषहरेण हरप्रियेण कंठस्थितेन समाहितेन पठितेन स्तोत्रेण भूतपतिः महेशः सुप्रीणितः भवति. ॥३९॥

अन्वयार्थः—**श्रीपुष्पदंतमुखपंकजनिर्गतेन** श्रीपुष्पदंतना मुखारविंदमांथी नीकळेलुं, **किल्बिषहरेण** पापनाशक **हरप्रियेण** महादेवजीने प्रिय एवा **कंठस्थितेन** कंठने विषे रहेला **समाहितेन** सावधान थइने **पठितेन** भणेला **स्तोत्रेण** महिम्नस्तोत्रवडे **भूतपतिः** भूतगणना पति **महेशः** महादेवजी **सुप्रीणितः** प्रसन्न **भवति** थाय छे.

भावार्थः—श्रीपुष्पदंतना मुखारविंदमांथी नीकळेलुं, पापनाशक, महादेवजीने प्रिय एवुं आ महिम्नस्तोत्र सावधान थइरे जीव्हाग्रवडे भणवाथी भूतगणना अधिपति भगवान् शंकर अत्यंत प्रसन्न थाय छे. ॥ ३९ ॥

**इत्येषा वाङ्मयी पूजा श्रीमच्छङ्करपादयोः ॥**
**अर्पिता तेन देवेशः प्रीयतां मे सदाशिवः ॥४०॥**

अन्वयः—इति एषा वाङ्मयीपूजा श्रीमच्छङ्करपादयोः अर्पिता तेन मे देवेशः सदाशिवः प्रीयताम्. ॥४०॥

**अन्वयार्थः**—**इति** આ પ્રમાણે **एषा** આ **वाङ्मयी** વાણી-મય **पूजा** પૂજા **श्रीमच्छङ्करपादयोः** શ્રીમચ્છંકરના ચરણોમાં **अर्पिता** અર્પણ કરી **तेन** તેથી કરીને **मे** મારા ઉપર **देवेशः** દેવતાઓના સ્વામી **सदाशिवः** મહાદેવજી **प्रीयताम्** પ્રસન્ન થાઓ.

ભાવાર્થ—આ પ્રમાણે આ વાણીમય પૂજા શ્રીમચ્છંકરના ચરણોમાં અર્પણ કરી તેથી કરીને મારા ઉપર દેવતાઓના સ્વામી મહાદેવજી પ્રસન્ન થાઓ. ॥ ૪૦ ॥

**॥ इति श्रीपुष्पदंतविरचितं शिवमहिम्नःस्तोत्रं संपूर्णम् ॥**

**॥ श्रीसांबसदाशिवार्पणमस्तु ॥**

---

# अथ शिवनीराजनम्.



ॐ जयगंगाधरहर, शिवजयगिरिजाधीश............शिव०
त्वंमांपालयनित्यं(२)कृपयाजगदीश ॥ हरहरहर महादेव॥१॥
कैलासेगिरिशिखरे, कल्पद्रुमविपिने ॥ ............शिव०
गुंजतिमधुकरपुंजे (२) कुंजवनेगहने ॥ हरहर० ॥ २ ॥
कोकिलकूंजतिखेलति, हंसावनललिता ॥............शिव०
रचयतिकलाकलापं (२) नृत्यतिमुदसहिता ॥ हरहर०॥३॥
तस्मिँल्ललितसुदेशे, शालामणिरचिता ॥ ............शिव०
तन्मध्येहरनिकटे (२) गौरीमुदसहिता ॥ हरहर० ॥ ४ ॥
क्रीडांरचयतिभूषां, रंजितनिजमीशं ॥ ............शिव०
ब्रह्मादिकसुरसेवित (२) प्रणमतितेशीर्षं ॥ हरहर०॥५॥
विबुधवधूबहुनृत्यति, हृदये मुदसहिता ॥............शिव०
किन्नरगानंकुरुते (२) सप्तस्वरसहिता ॥ हरहर० ॥ ६ ॥
धिनकतथैथैधिनकत, मृदंगवादयते ॥ ............शिव०
क्कणक्कणललितावेणु (२) मधुरंनादयते ॥ हरहर० ॥ ७ ॥
रुणुरुणुचरणेरचयति, नूपुरमुज्ज्वलिता ॥ ............शिव०
चक्रावर्तेभ्रमयति (२) कुरुतेतांधिकतां ॥ हरहर० ॥ ८ ॥
तांतां लुपचुपलुपचुप, तालंनादयते ॥ ............शिव०
अंगुष्ठांगुलिनादं (२) लस्यकतांकुरुते ॥ हरहर० ॥ ९ ॥
कर्पूरद्युतिगौरं, पंचानन सहितं ॥............शिव०
त्रिनयनशशिधरमौले (२) विषधरकंठयुतं ॥ हरहर० ॥१०॥

सुंदरजटाकलापं, पावकयुत भालं ॥............शिव०
डमरुत्रिशूलपिनाकं (२) करधृतनृकपालं ॥ हरहर० ॥११॥
शंखनिनादंकृत्वा, झल्लरिनादयते ॥ ............शिव०
नीराजयते ब्रह्मा (२) वेदऋचां पठते ॥ हरहर० ॥ १२ ॥
इतिमृदुचरणसरोजे, हृदिकमलेधृत्वा ॥............शिव०
अवलोकयतिमहेशं (२) ईशंअभिनत्वा ॥ हरहर० ॥ १३ ॥
रुंडरचितउरमाला, पन्नगमुपवीतं ॥ ............शिव०
वामविभागेगिरिजा (२) रूपंअतिललितं ॥ हरहर० ॥१४॥
सकलशरीरेमनसिज, कृतभस्माभरणं ॥............शिव०
इतिवृषभध्वजरूपं (२) तापत्रयहरणं ॥ हरहर० ॥ १५ ॥
ध्यानं आरतिसमये, हृदयेइतिकृत्वा ॥............शिव०
रामंत्रिजटानाथं (२) ईशं अभिनत्वा ॥ हरहर० ॥ १६ ॥
संगितमेवंप्रतिदिन, पठनंयः कुरुते ॥ ............शिव०
शिव सायुज्यंगच्छति (२) भक्त्याय:शृणुते॥हरहर० ॥१७॥

---

# अथविष्णुनीराजनम्.

जयदेव जयदेव, वंदेगोपालं............प्रभु०
मृगमद चर्चितभालं (२) भुवनत्रयपालं ॥ जयदेव० ॥ १ ॥
निर्गुणसगुणाकारं, संहृतभूभारं ............प्रभु०
मुरहरनंदकुमारं (२) मुनिजन सुखकारं॥ जयदेव० ॥ २ ॥
वृंदावनसंचारं, कौस्तुभमणिहारं ............प्रभु०
करुणापारावारं (२) गोवर्द्धनधारं ॥ जयदेव० ॥ ३ ॥

कंबुग्रीवा गुंजा, तुलसीवनमालं...........प्रभु०
श्रीवत्सांकितवक्षो (२) लंबित श्रीकमलं ॥ जयदेव० ॥ ४ ॥
बाहौ भूषित वेणु, करधृतदधिकवलं............प्रभु०
त्रिवलित शोभितजठरं (२) जलधरवरनीलं॥ जयदेव०॥५॥
कुंचितकुंतलरम्यं, सुंदरमुखकमलं...........प्रभु०
बिंबाधरमतिसुंदर (२) नासामणिलोलं ॥ जयदेव० ॥ ६ ॥
मणिगणमंडलकुंडल, राजितश्रुतिमूलं.........प्रभु०
विकसितराजिवनयनं (२) विकसितभ्रूयुगलं ॥जयदेव०॥७॥
मुरलीवादनशीलं, सप्तस्वरगीतं............प्रभु०
जलचरवनचर खेचर (२) भूचरहृतचित्तं॥जयदेव० ॥ ८ ॥
स्तंभितयमुनातोयं, अगणिततवचरितं.........प्रभु०
गोपीजनमनमोहन (२) शांतश्रीकांतं ॥ जयदेव० ॥ ९ ॥
रासक्रीडामंडल, वेष्टितव्रजललनं ...........प्रभु०
तांडवनृत्यसुसंगीत (२) मोहितरतिमदनं ॥ जयदेव०॥१०॥
कुसुमाकरराकापति, युतवनकृतशयनं.........प्रभु०
कालियफणिवरदमनं (२) पक्षीश्वरगमनं ॥ जयदेव०॥११॥
किंकिणिमेखलमध्यं, पीतांबरवसनं............प्रभु०
नूपुरकोमलसिंजित (२)विलसितपदनलिनं ॥जयदेव०॥१२॥
गोगोपीपरिवेष्टित, यमुनातटसदनं............प्रभु०
व्यासाभयदं सुखदं (२) भुवनत्रयभवनं ॥ जयदेव०॥१३॥



# अथदेवीनीराजनम्.

जयदेवि जयदेवि, जयसुंदरितनये (२)
निशिदिनवसतिंकुरुभव (२) ईश्वरिममहृदये ॥जय०॥१॥
बिंदुगुणकोणान्वित, षट्कोणंवृत्तम् (२)
तदुपरिवसुदलपत्रं (२) वर्तुलमपिधत्तम् ॥जय०॥२॥
द्विगुणीकृतवसुपत्रं, मोहितहरचित्तम् (२)
द्वारचतुष्टयनिर्मित (२) यंत्रं परितंत्रम् ॥जय०॥३॥
वामेकलशापूरित, विरचितमाधारम् (२)
तस्मिन्नर्पितपूजित (२) पूरितमाधारम् ॥जय०॥४॥
एवंपंचावर्णित, कर्णितगुणसारम् (२)
पासित्वंभुवनेश्वरि (२) दुर्घटसंसारम् ॥जय०॥५॥
कलशामृतपरिपूरित, नवपात्रसमेतम् (२)
गणपतियोगिनिबटुकं (२) क्षेत्राधिपयुक्तम् ॥जय०॥६॥
अर्चनविधिनासहितं, श्रीगुरुविधिवतम् (२)
तारकपंडितवंद्या (२) भक्त्याखिलदत्तम् ॥जय०॥७॥

# अथदेवीध्यानम्.

यामाराध्यविरिंचिरस्य जगतः स्रष्टा हरिः पालकः
संहर्ता गिरिशः स्वयं समभवद्ध्येया च या योगिभिः ॥
यामाद्यां प्रकृतिं वदंति मुनयस्तत्त्वार्थविज्ञाः परां
तां देवीं प्रणमामि विश्वजननीं स्वर्गापवर्गप्रदाम् ॥ १ ॥

---

# અથ હરિહરની આરતી.

જયદેવ જયદેવ, જય હરિહરા..................પ્રભુ
ગંગાધર ગિરિજાવર (૨) ઈશ્વર ૐકારા. હરહરહર મહાદેવ.
વૈકુંઠે વસે વિશ્વંભર, શિવજી કૈલાસે..................પ્રભુ
હરિકાળા હર ગોરા (૨) તે તેને ધ્યાને. હરહર૦
વાઘાંબર પીતાંબર, શિવશ્યામે પહેર્યા..................પ્રભુ
કમળનયન કેશવને (૨) શિવને ત્રિનયના. હરહર૦
ચંદન ચઢે ત્રિકમને, શિવહર ભસ્માંગે..................પ્રભુ
રામે હૃદયે રાખ્યાં (૨) ઉમિયા અર્ધાંગે. હરહર૦
ત્રિકમને વહાલાં તુળસી, શિવને બિલિપત્ર..................પ્રભુ
કેવડો વહાલો કેશવને (૨) શિવને ધંતુરો. હરહર૦
કૌસ્તુભમણિ કેશવને, શિવને રૂંઢમાળા..................પ્રભુ
મુકતાફળ મોહનને (૨) શિવને સર્પ કાળા. હરહર૦
નંદિવાહન ખગવાહન, શિવચક્ર ત્રિશૂળધારી..............પ્રભુ
ત્રિપુરારી મોરારી (૨) જય કમળાધારી. હરહર૦
રામને રૂડા રાજ, શિવ કાંધે ઝોળી..................પ્રભુ
રામને વાંદર રીંછ (૨) શિવ ને ભૂતટોળી. હરહર૦
લક્ષ્મીવર ઉમિયાવર, શંકર શામળિયા..................પ્રભુ
હરિહર નટવર સ્વામિ, (૨) એકાંતે મળિયા. હરહર૦
એ બે એક સ્વરૂપ, અંતર નવ ધરશો..................પ્રભુ
ભવ ભૂધરને ભજતાં (૨) ભવસાગર તરશો. હરહર૦
મોહનને મહાદેવ, જો સુંદર ગાશો..................પ્રભુ
હરિહરનાં ગુણ ગાતાં (૨) હરિ ચરણે જાશો. હરિહર૦

સુખડ કેસર અગર ચંદન, ધૂપ દીપ વાતી.................પ્રભુ
ભાવે ભકિત પૂજા (૨) વિશ્વ રહ્યા વ્યાપી. હરહર૦
હરિહરાની આરતિ, જે કોઇ ગાશે..................પ્રભુ
ભણે શિવાનંદ સ્વામિ (૨) સુખ સંપત્તિ થાશે. કૈલાસે જાશે.
હરહરહર મહાદેવ.

---

## અથ ત્રિગુણાત્મક શિવની આરતી.

જય શિવ ૐકારા પ્રભુ જય શિવ ૐકારા
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ (૨) અર્ધાંગે ધારા. જયશિવ૦
એકાનન ચતુરાનન, પંચાનન રાજે...............શિવ૦
હંસાસન ગરૂડાસન (૨) વૃષવાહનસાજે. જયશિવ૦
દ્વિભૂજચાર ચતુર્ભુજ, દશભૂજતે સોહીએ...............શિવ૦
તે સૌ રૂપ નિરખતાં (૨) ત્રિભૂવન જન મોહીએ. જયશિવ૦
શ્વેતાંબર પિતાંબર, વાઘાંબર અંગે...............શિવ૦
વિબુધાદિક સનકાદિક (૨) ભૂતાદિક સંગે. જયશિવ૦
અક્ષમાળા વનમાળા, રૂંઢમાળાધારી...............શિવ૦
ચંદન મૃગમદ શોભિત (૨) ત્રિપુંડ્ર શુભકારી. જયશિવ૦
કરમધ્યે કમંડળ, ચક્ર ત્રિશૂળ ધર્ત્તા...............શિવ૦
યુગકર્ત્તા યુગભર્ત્તા (૨) યુગને સંહર્ત્તા. જયશિવ૦
ભિન્ન નહી ત્રણ રૂપ, જાણે અવિવેકે...............શિવ૦
પ્રણવાક્ષરને મધ્યે (૨) એ ત્રયણે એકે. જયશિવ૦
ત્રિગુણાત્મકની આરતિ, જે કોઇ ગાશે...............શિવ૦
ભણે શિવાનંદ સ્વામિ (૨) સુખ સંપત્તિ થાશે. જયશિવ૦

# અથ શિવજીનો થાળ.

આરોગો શંકર સ્વામી, તમે છો અંતરયામી,
પૂરણ બ્રહ્મ અનેક નામી..................આરોગો૦
કહાવો તમે ભિક્ષા તણા ભોગી, તમે છો નીરંજન યોગી,
આદે અંતે અનુપમ રૂપધરી...............આરોગો૦
ભૂખ્યા તમે ભાવતણા કહાવો, શંભૂજી જમવાને આવો,
સેવક જનને દિજે લહાવો...............આરોગો૦
નવરાવું ગંગોદક ચોળી, પિતાંબર પહેરો મૂકયું બોળી,
નિર્માલ્ય નિર નાંખુ છું ઢોળી...............આરોગો૦
બીરાજો બેઠકપર બાવા, સામગ્રી અખિલ ધરૂં ખાવા,
પિયો જળપાન મૂકયું પાવા...............આરોગો૦
સામગ્રી તો સારી મેં કીધી, પાંચે પકવાન નવે નીધી,
રસોઇઓ છત્રીસે સીધી...............આરોગો૦
અથાણાં તો વિધવિધનાં આણી, આરોગો પીનાકપાણી,
કે દાસનો દાસ હૃદયે જાણી...............આરોગો૦
રાયતાંને ચટણી છે સારી, આણ્યું જળ ઉત્તમ જાઉં વારી,
આચમન કરી લ્યો સોપારી...............આરોગો૦
મારે ઘેર છત હતી જે જે, સામગ્રી મેં કીધી તે તે,
ભોળા પ્રભૂ માંગી લ્યો એ તે...............આરોગો૦
મબ્યાની મેહેર હવે કીજે, દાસ જાણી દર્શન તો દીજે,
ત્યારે તો કારજ સૌ સીજે...............આરોગો૦

# આ સ્તોત્ર પ્રસિદ્ધ કરવામાં આશ્રય આપનાર સદ્ગ્રહસ્થોના નામ.

૧૫–૦–૦ કંસારા રણછોડદાસ બલાખીદાસ
૧૧–૦–૦ કંસારા માણેકલાલ ઝીણાભાઈ
૫–૦–૦ કંસારા પાનાચંદ હીમ્મતલાલ
૫–૦–૦ કંસારા વાડીલાલ હરિલાલ
૫–૦–૦ કંસારા નારણદાસ મોહોલ્લાલ
૫–૦–૦ કંસારા ત્રીજલાલ જેઠાભાઈ
૫–૦–૦ કંસારા દામોદરદાસ બહેચરદાસ
૩–૦–૦ કંસારા પાનાચંદ બાપુલાલ
૩–૦–૦ કંસારા વાડીલાલ પરસોતમદાસ
૨–૦–૦ કંસારા શ્યામલાલ મથુરદાસ
૨–૦–૦ કંસારા પરસોતમદાસ મૂળચંદ
૨–૦–૦ કંસારા મણિલાલ હરિલાલ
૨–૦–૦ કંસારા નાગરદાસ ત્રીકમદાસ
૨–૦–૦ કંસારા હીરાલાલ કેશવલાલ
૨–૦–૦ કંસારા મોતીલાલ ત્રીકમલાલ
૨–૦–૦ કંસારા ચમનલાલ ચુનીલાલ
૨–૦–૦ શાહ બાલાભાઈ દામોદરદાસ
૨–૦–૦ કંદોઈ ચુનીલાલ કાળીદાસ
૨–૦–૦ કંસારા હરિલાલ પરસોતમદાસ
૨–૦–૦ કંસારા રણછોડલાલ હરિલાલ
૨–૦–૦ કંસારા માણેકલાલ મોહોલાલ
૨–૦–૦ શાહ પ્રેમચંદ ફત્તેહચંદ
૨–૦–૦ કંસારા બલાખીદાસ મોહોલાલ

